This Edition is dedicated

to

*The Silver Jubilee Fund*

OF

His Highness Maharana Shri

SIR DAULATSINHJI, K.C.S.I., K.C.I.E.

OF

LIMBDI.

# Author's Foreword.

The Gujarati translation of this book has been published with the consent of Sir John Murray, the original publisher to whom I owe my thanks, its translation has been done by Mr. Chhotalal Harjivan whose name in the Gujárati world of letters is well-known. To him and Mr Keshavlal B. Shah who has gone carefully thro' the whole manuscript, my heartfelt thanks for the excellence of the translation, for though written in his own inimitable Gujarati, he has kept most religiously to the literalness of my book and followed faithfully its spirit

5th April 1930

ELIZABETH SHARPE

## અનુક્રમણિકા.

---

# ચિત્ર–પરિચય.





---

## નામદાર મહારાણાશ્રી દૌલતસિંહજી સાહેબ બહાદૂરની વંશાવળી સને ૧૪૮૬ સંવત ૧૫૪૨.

મહારાણ શ્રી ખેતાજીને ૧૩ પુત્રો હતા સહુથી મોટા પુત્ર નાગજી પગે ખોડવાળા હતા તેથી તેમણે પોતાથી બીજા ભાઇ ભાણજીને રાજગાદી સંભાળવા કહ્યુ પણ ભાઇઓમા અંદર અંદર કંકાસ ટાળવા ખાતર ભાણજીએ સહુથી નાના કુંવર સાગાજીને ગાદી સોંપી પોતે નિવૃત્ત થયા આ સાગાજીએ પચ્છમ ગામ ભાણજીને ગરાસમા આપ્યુ

- મહારાણા શ્રી ભાણજી, જેમણે લીંબડીની રાજગાદી સાગજીને સોંપી.
  - હરદાસજી
    - મેપજી
      - ખેતાજી
        - નાગજી ( જેમના વખતમા પચ્છમ ગુમાવાયુ )
          - જેમરજી
            - સુજાજી (જેઓ લીંબડીની સામે યુદ્ધમા લડતા મરાયા)
            - ભીમાભાઈ
              - હરિભાઇ (જેમણે બલાળા મેળવ્યુ)
                - વખતાજી
                  - લાખાભાઇ
                    - કસુંબીબા જેમના લગ્ન મહારાજા શ્રી જામવિભાજી સાથે થયા હતા )
                    - હકોભાઇ
                    - મુળુજી
                      - હાથાજી
                      - જામસીંહ
                      - દોલતસિંહજી (હાલમા) જેમણે લીંબડીની ગાદી પ્રાપ્ત કરી.
                    - વકોભાઇ
                    - કાળુભાઇ
                    - સામતસિંહ
                  - સોનીબા (જેમને જામનગરના મહારાજા જામ સાહેબ શ્રી રણમલજી સાથે પરણાવ્યા હતા, અને મહારાજા જામ શ્રીવિભાજી જેમના પુત્ર હતા )

## લેખકની નોંધ.

લીંબડી નરેશનું જીવન એવા ભવ્ય પરિવેષ્ટનોમાં નિર્મિત થયું છે કે, અતિ વાચાળતા કે વિષયાંતરનો શોખ હોવાનો આરોપ વ્હોરીને પણ, કાઠીઆવાડના પ્રાચીન સમયના ભભકભર્યાં રંગોથી શોભતું એ વિશાળ ક્ષેત્રપટ નીભાવી રાખવા મેં હેતુ પુરઃસર પ્રયત્ન કર્યો છે. અને તે ઝળહળતી નાટયભૂમિ ઉપર બીજી વ્યકિતઓ સાથે ઠાકોર સાહેબની વ્યક્તિને પણ ગતિમાન કરી છે. બેશક, જીવન-ચરિત્ર સંબંધમાં આ એક નવીન પદ્ધતિ ગણાય. એ સમયમાં બીજા અનેક સમર્થ પુરૂષો હોવા છતાં તેમની સમકાલીનતાથી ઠાકોર સાહેબના વ્યક્તિત્વને લેશ પણ લઘુતા આવતી નથી.

કાઠીઆવાડને ઠાકોર સાહેબ કરતાં વધુ સારી રીતે કોઇએ નહી જાણ્યું હોય. માનવ-ચારિત્ર્યની ઉંડી સમજ તેમના જેવી કોઇને નહિ હોય. પ્રજાથી પૂજિત, બંધુ રાજકર્ત્તાઓ અને જન સમુદાયથી સન્માનિત, વિશુદ્ધ જીવન, પ્રબળ રાજભક્તિ, અને સહૃદયતાના ગુણોથી મહાન બ્રિટિશ સરકાર કે જેમણે તેમને રાજગાદી ઉપર સ્થાપ્યા, તેમની પણ પ્રીતિ અને સન્માન પ્રાપ્ત કરનાર, ઠાકોર સાહેબ

## પ્રસ્તાવના.

બ્રિટિશ સરકારે મરાઠી સત્તાનો અંત આણ્યો તે અરસામાં દામાજી ગાયકવાડના વખતમાં આશરે ત્રણ સૈકા પહેલાં મરાઠાઓ કાઠીઆવાડમાં ફરી વળ્યા હતા. આવા હુમલાઓના વખતમાં, લીંબડી તાબે પચ્છમ ગામના એક સાહસિક સરદાર નાગજી થોડા માણસનું લશ્કર લઇને મરાઠાઓ ઉપર તુટી પડયો. અને ૨૪૦૦૦ રૂપીઆની કિંમતની લુંટ જે એ વખતમા ઘણી મોટી ગણાય તે ઉઠાવી ગયો.

આનું સાટું વાળવા માટે દામાજી ગાયકવાડે લીંબડી ઠાકોર સાહેબ સામે લશ્કર મોકલ્યું અને તે વખતની રાજધાની શીયાણી ઉપર ઘેરો ઘાલ્યો.

આ આફતથી છુટવા માટે ઠાકોર સાહેબને પૈસાની મોટી રકમ આપવી પડી અને તે રકમ વસુલ કરવા માટે ઠાકોર સાહેબે પચ્છમ લશ્કર મોકલ્યું.

નાગજી અને તેનો દિકરો જેમલજી પચ્છમમાથી ભાગી છૂટયા અને સુજાજી જે સહુથી મોટા પૌત્ર હતા અને જેમની સ્મારક દેરી પચ્છમ અને પીંપળી વચ્ચે આવેલી છે, તેઓ લીંબડીના લશ્કર સામે લડતા મરાયા. નાગજીનાં બ્હેન ગોંડળના ઠાકોર સાહેબ કુંભાજી સાથે પરણાવેલા હતા

અને નાગજી, જેમલજી અને નાગજીના બીજા પૌત્ર ભીમભાઈએ ગોંડળમાં આશરો લીધો, જ્યાં ઠાકોર સાહેબે તેમને ચોરડી અને શુંદાળા એ બે ગામ આપ્યાં, જે ગામો હજી પણ પરછમના વંશજોના તાબામાં છે. કુંભાજીએ ભીમાજીને પોતાના સેનાધિપતિ બનાવ્યા.

નાગજીની એક દાસી વડોદરા ગઇ અને માથે બળતી સગડી લઇને દામાજી પાસે જઇ, લીંબડી દરબાર સામે પોતાના માલેકની વતી ફરીયાદ કરી. આ બાઇની સેવાપરાયણતા અને હિંમતથી દામાજીના મન ઉપર ઉંડી અસર થઇ. કેમકે તે કાઠીઆવાડથી વડોદરા સુધી પગે ચાલીને આવી હતી. જે ઘટના એ અંધાધુનીના સમયમાં સહેલી ન હતી. ગાયકવાડે પરછમ ગામ નાગજીને પાછું સોંપવા હુકમ કર્યો.

આ દાસી જેનું નામ ઝબુમા હતું, અને જે હજી પણ પરછમમાં એક દેવી તરીકે પુજાય છે, તે ફરીફરી ત્રણ વાર દામાજી ગાયકવાડ પાસે રાહત માગવા ગઇ. ત્રીજી વખ્તે પોતાના હુકમનો અમલ કરાવવા માટે, ગાયકવાડે પોતાના સરદારને સાથે મોકલ્યો.

આવેલ એલચીને ઠાકોર સાહેબે વચન આપ્યું કે પરછમ સોંપી દેવામાં આવશે. તે ઉપરથી તે પાછો વડોદરા ગયો.

ઠાકોર સાહેબે પરછમ પાછું આપ્યું નહિ. તેમજ બીજી પણ કાંઇ રાહત આપી નહિ. પરંતુ તેમને બીક લાગી કે

વળી ફરીથી ઝણુમા વડોદરે જઇને ગાયકવાડને ઉશ્કેરશે. તેથી ઝણુમાને ઝેર આપવામાં આવ્યું. મરતાં મરતાં ઝણુમાએ પોતાની છાતી ચીરીને તે લોહીથી શીયાણીના રાજગઢ ઉપર થાપા માર્યા અને તે સાથે શ્રાપ આપ્યો કે "જ્યાં સુધી લીંબડીની ગાદીએ પચ્છમનો વંશજ આવશે નહિ ત્યાં સુધી લીંબડીની ગાદી ઉપરના કોઇ ઠાકોર સાહેબને સીધો ગાદીવારસ થશે નહિ." શાપનું ગમે તે હો પણ આ પ્રમાણે થાપો મારવો તે ઝાલાઓ માટે અમંગળનું ચિન્હ હતું. આજ કારણથી અત્યારે પણ તમામ ઝાલા રાજવંશીઓના રાજચિન્હ ઉપર આ હાથ જોવામાં આવે છે.

ઝાલા વંશનો સંસ્થાપક હરપાળદેવ હતો. હરપાળ દેવનાં લગ્ન એક દિવ્ય ગુણુસંપન્ન નારી સાથે થયાં હતાં. અત્યારે દરેક ઝાલાવંશી એ બાઇને શકિતમાતા તરીકે પૂજે છે. એવી દંતકથા છે કે એક વખતે ગલીમાં થઇને એક ગાંડો હાથી જતો હતો. ગલીમાં હરપાળના પુત્રો રમતા હતા. દેવી ઝરૂખામાં બેઠાં હતાં. તેમણે જોયું કે હમણાં હાથી છોકરાઓને મારી નાખશે. તેમણે ત્યાં બેઠાં પોતાનો હાથ લંબાવી બાળકોને ઉઠાવી લીધાં. લોકમાન્યતા એવી છે કે આ પ્રમાણે દેવીએ બાળકોને ઝાલી લીધાં તેથી તેમના વંશજો "ઝાલા" સંજ્ઞાથી ઓળખાય છે. પરંતુ એમ પણ સંભવિત છે કે એ અંધાધુનીના વખતમાં તેઓ જે કાંઇ મેળવતા તે "ઝાલી" રાખવાની તેમનામાં તાકાત હતી તે ઉપરથી તેઓ ઝાલા કહેવાયા હશે.

પચ્છમનો એક વખતનો ધણી નાગજી, એનો દિકરો જેમલજી અને તેનો પૌત્ર ભીમાજી એ બધા પચ્છમમાંથી નિર્વાસિત થઇ ગોંડળમાં આવી રહ્યા. અને ત્યાંજ જીંદગી વિતાવી. ભીમાજીના પુત્ર હરિભાઇ તેમના પિતાના સ્વર્ગ વાસ પછી ગોંડળના સેનાધિપતિ નીમાયા.

હરિભાઇ એક અદ્‌ભુત સાહસિક વીર પુરૂષ હતા તેમના વીર કાર્યોએ ગુર્જર કાવ્યોને અનેક સામગ્રી પૂરી પાડી છે પોતાના પાચસો વીર સૈનિકોથી તેમણે ઘણી સંપત્તિ ગોંડળને મેળવી આપી હતી.

સ્વાભાવિક રીતે લીંબડી ઠાકોર સાહેબને હરિભાઇ પ્રત્યે સદ્‌ભાવ ન હતો અને હરિભાઇનુ માથું લાવનાર માટે ઇનામ જાહેર કર્યું હતું. પરંતુ એટલાથી આ વીરાત્મા તેની મરજી થાય ત્યારે લીંબડીમા આવતા ડર ખાતો ન હતો. લીંબડીમા કાધા રાઠોડ કરીને તેમનો એક વગદાર મિત્ર હતો. તેને મળવા માટે ઘણીવાર હરિભાઇ વેશ પલટો કરીને આવતા હતા.

એકવાર એવું બન્યુ કે કાધા રાઠોડ માંદા હતા. તેમની ખબર કાઢવા ઠાકોર સાહેબ તેમને ઘરે આવ્યા અને તાકડે હરિભાઇ પણ ત્યા હાજર હતા આ અજાણ્યો માણસ કોણ હશે તે ઠાકોર સાહેબ જાણતા ન હતા આ વખતે કાધા રાઠોડે, હરિભાઇ તરફના મિત્ર ભાવથી, અગર તો પોતાની કફોડી પરિસ્થિતિ સુધારવા માટે, હરિભાઇ અને તેમના માણસોનો વઢવાણ સામે લડવામા ઉપયોગ કરવો, હરિ

ભાઇના ઉપર ઠાકોર સાહેબની કૃપા સંપાદન કરાવવા મોકો રચ્યો.

કાંધા રાઠોડ ઠાકોર સાહેબ સાથે સારી લાગવગ ધરાવનાર માણસ હતા. વઢવાણથી હુમલો લઇ આવનારા માણસો સામે હરિભાઇનો ઉપયોગ કરવાની પરવાનગી તેમણે મેળવી લીધી. આ યોજનાથી ઠાકોર સાહેબને બન્ને રીતે લાભજ હતો. ધીંગાણામાં કાં તો હરિભાઇ કામ આવી જાય અગર લીંબડીના વિરોધીઓ હારીને ઠેકાણે પડી જાય.

ઠાકોર સાહેબ શીયાણી ગયા હતા તે વખતે વઢવાણના લશ્કરે લીંબડી લુંટયું. લુંટ કરીને વઢવાણવાળા પાછા ફરતા હતા તે વખતે હરિભાઇએ તેમના ઉપર અચાનક છાપો માર્યો. તેમને ભગાડી મૂકયા અને લુંટેલ માલ પાછો મેળવી લીધો. એટલુંજ નહિ પણ વઢવાણ સુધી તેમનો પીછો પકડી વઢવાણ લુંટયું. લીંબડીમાંથી લુટાએલો કાંઇ પણ માલ હરિભાઇએ ન રાખતાં તે તમામ પાછો લીંબડીમાં આપી દીધો. ઠાકોર સાહેબને લાગ્યું કે આવા બહાદુર અને ઉપયોગી માણસ સાથે સલાહ કરી લેવી એ વ્યાજબી છે તેથી તેમને પચ્છમ ગામ પાછું આપ્યું, અને તેના દસ્તાવેજમાં લીંબડીના આગેવાનોની સાક્ષીઓ કરાવી. તે ઉપરાંત હરિભાઇની આ લશ્કરી સેવાના બદલામાં બલાળા ગામ વિશેષમાં આપ્યું.

હરિભાઇ પોતાન માણસોનો થોડો ભાગ બલાળા રાખીને પોતાના કુટુમ્બને પચ્છમમા લાવવા માટે ગોંડળ ગયા.

કેમકે કોઇ રજપુત બચ્ચો દિકરી કે બ્હેન પક્ષનું અનાજ ખાવા ખુશી હોતો નથી. તેમજ તે પક્ષ તરફથી કાંઇ લાભ મળે તેને સાચા રજપુતો એક કમનસિબી ગણે છે. ખરો રજપુત દિકરીને આપી છુટે છે. કોઇ પ્રસંગમાં લેવા માગતો નથી.

પરંતુ વીર હરિભાઇના લલાટમાં પરછમ જોવાનું લખાયું ન હતું. ગોંડલની ચોરડી ગેટમાંથી તેમણે ઠાકોર સાહેબ કુંભાજીને મોટા લશ્કર સાથે નીકળતા જોયા. તપાસ કરતાં તેમને જણાયું કે જુનાગઢે ધોરાજી લઇ લીધું છે અને તે ઠાકોર સાહેબ પોતે લશ્કરની આગેવાની લઇ ભાકુંભાજી પાછું મેળવવા જતા હતા. હરિભાઇએ ઠાકોર સાહેબને પૂછયું કે તેઓ લાંબા રસ્તે થઇને શા માટે જતા હતા? જવાબ મળ્યો કે ટુંકા રસ્તે સારા શુકન થયા નહિ તેથી લાંબો રસ્તો લેવો પડયો હતો. અત્યારે પણ બ્રાહ્મણો અને જ્યોતિષીઓ શુકન ઉપર બહુ ભાર મૂકે છે. અને તે યુદ્ધના યુગમાં શુકન-શાસ્ત્રનું બહુ સંભાળપૂર્વક પાલન થતું હતું.

વિરલ નિર્ભયતા પૂર્વક હરિભાઇએ શુકનની કાંઇ પણ પરવા કર્યા વિના, પોતાના બસો ઘોડેસ્વારો સાથે ટુંકો રસ્તો પકડી ધોરાજી અગાઉથી પહોંચી જવા નિશ્ચય કર્યો. રાત પહેલાં પોતાના માણસો સાથે તે ધોરાજી પહોંચી ગયા. તે વખતે સિમમાંથી ગામનાં ધણ ગામ ભણી જતાં હતાં. હરિભાઇએ ધણને રોકી અંધારૂં થયે દરેક જાનવરના માથે બબ્બે મશાલના કાકડા ગોઠવી દીધા અને એ પ્રમાણે

ભડકેલાં જાનવરો સોંસરા પડીને ધોરાજી ઉપર હલ્લો કર્યો, જેથી મોટાં લશ્કર જેવો દેખાવ થયો.

આ બસો માણસોએ ભયંકર મારો ચલાવ્યો. તેમના એકાએક આગમનથી, અને તેમની પછવાડે રહેલા સેંકડોની સંખ્યાનાં દીવાઓથી જુનાગઢનું લશ્કર ગભરાઇ ગયું. કેમકે ધોરાજી નવું મેળવ્યું હોવાથી તેઓ તેના આનંદમાં, મોજ શોખમાં અને ખાવા પીવામાં પડયા હતા. તેમણે ધાર્યું કે ગોંડળનું બધું લશ્કર ધોરાજી ઉપર ચઢી આવ્યું છે, આથી તેઓ હારીને નાઠા.

મોસુઝણું થતાં ધોરાજીના લશ્કરને તેની ભારે અજાયબી વચ્ચે જણાયું કે તેમની પછવાડે ફક્ત બેજ સવારો છે. બેજ જણા છિન્નભિન્ન થયેલા જુનાગઢના બધાં લશ્કરને ભગાડી રહ્યા છે. તેમાં એક હરિભાઇ અને બીજો એક અજાણ્યો સ્વાર હતો. આ સ્વારને હરિભાઇએ પોતાના લશ્કરને ખબર આપવા મોકલ્યો કે હવે જુનાગઢનું લશ્કર હદ ત્ર્ઓળંગી દૂર ચાલ્યું ગયું છે તેથી તેમને પાછા ફરતાં રોકો.

હરિભાઇને લાગ્યું કે હવે તેમનો અંત આવી પૂગ્યો છે, તેથી એક વીર રજપુતને શોભતા મૃત્યુ માટે તેમણે તૈયારી કરી. તેઓ અંત પર્યંત બહાદુરીથી લડયા અને મરતાં પહેલાં પોતાની ઘોડી બીજાના હાથમાં ન જવા પામે તે ખાતર તેને મારી નાખી. જુનાગઢના નવાબ સાહેબને જ્યારે આ વાતની ખબર પડી ત્યારે હરિભાઇ જેવા

બહાદુર નરનો જાન લેવા માટે પોતાના માણસોને ઠપકો આપ્યો, અને હરિભાઇનાં પરાક્રમનાં સ્મરણચિન્હ તરીકે આજત નદીના કિનારે એક સ્મારક ચણાવ્યું. હજી પણ એ સ્મારક અસ્તિત્વ ધરાવે છે.

હરિભાઇના પુત્ર વખતાજી, ચિર-વાંચ્છિત પચ્છમનો કબજો મેળવે તે પહેલાં એક કાઠી પક્ષ સામે લડાઇમાં સંડોવાયા હતા, અને તેમની સામે લડવામાં તેમનો દેહ પડયો. વખતાજીને એક માના બે સંતાન હતાં. એક લાખોભાઇ અને બીજી સોનીબા. અને તે ઉપરાંત બીજા ચાર ભાઇઓ હતા.

ત્યાં સુધી પચ્છમના વંશજો ગોંડળમાં હતા, પણ જ્યારે સોનીબાનાં લગ્ન જામનગરના જામ રણમલ સાથે થયાં, ત્યારે તેઓ જામનગર ગયા.

જામનગરની કેટલીક ઘટનાઓ હરિભાઇના વંશજોની ચડતી પડતી સાથે સંબંધ ધરાવતી હોઇ તેનો અત્ર ટુંકામાં ઉલ્લેખ કરવો આવશ્યક છે. જામ જસાજીના સ્વર્ગવાસ પછી તેમનાં રાણી અછુબા, જેઓ માંગમાનાં કુંવરી હતાં, તેમણે જામ રણમલને દત્તક લીધા. જામ જસાજીનાં માતુશ્રી પણ માંગધ્રાનાજ હતાં. પગલે પગલે જીંદગી જોખમમાં હોવાના અને ખાસ કરીને રાજકુમાર માટે ભય ભરેલા એ સમયમાં, પોતાના કુમારની જીંદગીના રક્ષણની સ્વાભાવિક વૃત્તિને આધીન થઇ તેઓ માંગમાથી કેટલાક ખવાસોને જામનગરમાં લાવ્યાં હતાં. તે ખવાસોના સાદ-

સિક કહાણીઓ સુવિખ્યાત છે. કાઠીઆવાડમાં કદાચ જામનગર એકજ રાજ્ય છે કે જ્યાં વઝિર તરીકે ખવાસોનો અમલ હતો. આ ખવાસો, કે જેઓ હિંદી રાજદરબારોમાં હલકા દરજ્જાની નોકરીમાં મોટી સંખ્યામાં હોય છે તેઓ મૂળ તો રજપુતો હતા. તેમનું રકત હલકી જ્ઞાતિઓ સાથે મિશ્રિત થવાથી તેઓના ઉપર હલકાઈની છાપ પડી ગઇ. આ જ્ઞાતિમાં એક પતિ જીવતો હોવા છતાં સ્ત્રીઓ બીજા ધણી સાથે લગ્ન કરી શકે છે. ભાણા-વ્હેવાર પરત્વે તેઓ કાંઇ વિધિ-નિષેધનું પાલન કરતા નથી. કાળાન્તરે તેમની એક જુદીજ જ્ઞાતિ સ્થપાઇ ગઇ. જો કે તેઓ તદ્દન "શુદ્ર" ન ગણાય. તોપણ ત્રવર્ણિક જ્ઞાતિમાં તેમને સ્થાન નથી.

મેરૂ ખવાસ–જે ભવિષ્યમાં જામનગરનો, કહો કે આખા કાઠીઆવાડનો, એક "ખવાસ-વઝિર" થવા નિર્માયો હતો તેના સંબંધમાં એક વિચિત્ર વાત લોક-જીભ્હા ઉપર છે. જસાજીના પિતા સાથે ધ્રાંગધ્રાની ઝાલા રાજકુમારીનાં લગ્ન થયાં તેમની સાથેનાં માણસોમાં મેરૂ પણ જામનગર આવ્યો. મેરૂ અતિ દીનદશામાં આવી પડયો અને લાકડાના ભારા વેચીને તેને પોતાનું ગુજરાન ચલાવવું પડતું. એક દિવસે મેરૂ અને તેનો મુસલમાન મિત્ર જીવા સેતુ આખો દિવસ જંગલમાં લાકડા કાપવામાં પસાર કરી ઘરે પાછા ફરતા હતા. સાંઝ પડી ત્યારે આખા દિવસના શ્રમથી કંટાળી મેરૂ એક ઝાડ નીચે ઉંઘી ગયો. જીવા સેતા તેની પડખે જાગતો સુતો હતો.

એ રસ્તે થઈને બે બાવા નીકળ્યા. તે માંહેનો એક નાનો બાવો એકાએક ઉભો રહી મેરૂના પગની રેખાઓ ધ્યાનપૂર્વક જોવા લાગ્યો. વૃદ્ધ બાવો આગળ ચાલતો હતો તેને નાના બાવાએ અટકાવી પાછો બોલાવ્યો અને કહ્યું:— "ગુરૂજી, અહિં પધારો અને આ માણસના પગના તળીઆની રેખાઓ જુઓ. એક રાજકુમારની રેખાઓ હોવા છતાં તે બેહાલ સ્થિતિમાં છે. અને લાકડા કાપી ગુજારો કરે છે. આનું કારણ શું ? શું રેખાઓ ખોટી છે ? અગર આપે મને જે રેખા જ્ઞાન શિખવ્યું છે તે ખરૂં નથી ? આ ગૂઢ બાબતનું કૃપા કરી સ્પષ્ટીકરણ કરો.

નિદ્રાવશ મેરૂના પગની રેખાઓ ગુરૂજીએ બરાબર તપાસી અને હસતાં હસતાં કહ્યું:—" બેટા, આખા જગતની ગહનતાઓનું શું મારે સ્પષ્ટીકરણ કર્યાજ કરવું ? એક ચિન્હ સારૂં હોય તો બીજાં ખરાબ ચિન્હથી તેની અસર હણાઈ જાય છે. અર્થાત્ "રેખમાં મેખ" કહેવત જે પ્રચલિત છે તે મેખરૂપે આ વધારાની આંગળી છે. તું જુએ છે કે આ માણસને એક વધારાની આંગળી છે. એમ કહીને મેરૂના હાથની એક વધારાની આંગળી તરફ ગુરૂએ શિષ્યનું લક્ષ ખેંચ્યું, અને કહ્યું:—" જ્યાં સુધી આ કમનસીબ આંગળી રહેલી છે ત્યાં સુધી પગની ઉચ્ચ રેખાઓનો પ્રભાવ દબાઈ રહેશે, અને તેનું કાર્ય તે પરિપૂર્ણ નહિ કરી શકે."

ચેલાએ એક ધારદાર અસો બહાર કાઢ્યો.

ગુરૂએ કહ્યું:–" અરે ! તું શું કરવાં માગે છે ?"

ચેલાએ કહ્યુ:–" એ આંગળી હું કાપી નાખવા માગું છું."

ગુરૂએ કહ્યું:–" નહિરે મૂર્ખ ! તેના કર્મ–પ્રવાહમાં તું શા માટે વચ્ચે આવે છે ? એમ કરીને તું નકામો વિક્ષેપ ઉપજાવી રહ્યો છે." પણ એટલામાં ચેલાએ કટ દઇને પેલી વધારાની આંગળી ઉરાડી મુકી.

સ્વાભાવિક રીતે મેરૂ એકદમ ગુસ્સાના વેગમાં જાગી ઉઠ્યો. અને બાવાના ગળે બાઝયો, પણ જીવા સેતા વચ્ચે પડવાથી બાવો જીવ લઇને ભાગી છૂટયો. પછી જીવા સેતાએ મેરૂને બધી વાત કરી સમજણ પાડી કે બાવાએ કાંઇ ખોટું કર્યું નથી. બાવાઓ આગળ ચાલ્યા. ગુરૂએ ચેલાને સમજાવવા માંડયું કે પોતાને સંબંધ ન હોય તેવી બાબતોમાં વચ્ચે પડવું એ કેટલું બધું જોખમ ભરેલું છે. મેરૂએ કપાએલી આંગળી ઉપર પાટો બાંધ્યો. લાકડાનો ભારો ઉપાડી બન્નેએ નગરભણી ચાલવા માંડયું અને બીજી તરફ બાવાઓ પણ બીજી દિશામાં ચાલ્યા ગયા.

મેરૂની તપાસ માટે એક રાજ્ય–અનુચર ફરતો હતો, તે ધુંવાવના દરવાજામાં મેરૂને ભેગો થયો. પોતાના બાળકુમારના રક્ષણ માટે પોતાનાજ ગામના કોઇ માણસને રાણી શોધતાં હતા તેમને મેરૂ યાદ આવ્યો, જે પોતાની કોઇ દાસીનો સગો હતો. મેરૂને બંગલે લઇ ગયા. તેને નવરાવી, ધોવરાવી, હજામત કરાવી સારાં વસ્ત્રો પહેરાવ્યાં, અને બાળકુમારના સંરક્ષણનો ભાર તેને સોંપ્યો.

પોતાના જૂના મિત્રના નસીબમાં આ પ્રમાણે એકાએક પલટો આવેલો જોઇ જીવા સેતા અજાયબીમાં ગરકાવ થઇ ગયો. મેરૂના પક્ષે એટલું કહેવું પડશે કે તે પોતાના જૂના મુસલમાન મિત્રને ભૂલ્યો ન હતો. જીવો કંટારણા મહાલના થાણદારના દરજ્જે પહોંચ્યો હતો.

જસાજીના પિતા થોડા વખત પછી સ્વર્ગસ્થ થયા, અને જસાજીના રક્ષણનો સંપૂર્ણ અધિકાર મેરૂને પ્રાપ્ત થયો.

મેરૂએ પોતાના ધણીનું લગ્ન ધ્રાંગધ્રાની રાજકુમારી સાથે કરાવ્યું. કાંતો પોતે અગર ધ્રાંગધ્રાવાળાં રાણીજી એ બેમાંથી એક તો જસાજી પાસે હોયજ, એવી ગોઠવણ મેરૂએ કરી હતી. વજીર તરીકે મેરૂ જ જામનગરનો ધણીરણી હતો. મેરૂ અને તેના ત્રણ ભાઇઓ, જેમાં ભવાન ખવાસ સહુથી વધારે સત્તાધારી હતો, તે બધા રાજ્યના અગત્યના હોદ્દેદારો થઇ પડયા. જસાજીને પોતાની કફોડી સ્થિતિ માટે બહુ લાગી આવતું. પણ તેઓ તદ્દન નિરૂપાય હતા.

આ કેદી જેવી સ્થિતિમાંથી ભાગી છૂટવાની એક તક તેમને પ્રાપ્ત થઇ. જસાજીની ઉમર તે વખતે પચીશેક વર્ષની હતી. મેરૂ સિવાય બીજા કોઇ માણસનાં તેમને મુખ-દર્શન થતાં તો તે ફક્ત તેમની હજામત કરવા આવનાર હજામનાં થતાં. તે અઠવાડીયામાં એકવાર આવતો. આ હજામ મારફતે તેમણે પોતાના ભાયાતોને સંદેશો મોકલ્યો કે આ કેદખાનામાંથી તેમને છોડાવે. ભાયાતો તો

આવા સંદેશાની રાહજ જોતા હતા, પણ રંગમતી નદીમાં એકાએક પૂર આવવાથી સામે કાંઠે ભાયાતોને મળવા જતાં કાલાવડના કોઠામાં ચડી ગયા.

ભવાન ખવાસને આ વાતની ખબર પડી, અને તોપથી કોઠો ઉરાડી પાડવાનો વિચાર કર્યો. પાણીની રેલના કારણથી ભાયાતો પહોંચી શકયા નહિ. અને તેથી જામ સાહેબ એકલા પડી ગયા. ભવાને મેરૂને કહ્યું કે–"જામનગરની ગાદી તું સંભાળ." પણ મેરૂએ સ્પષ્ટ કહી સંભળાવ્યું કે પોતાના માલિક સિવાય જામનગરની ગાદી ઉપર બીજો કોઇ હોઇ શકે નહિ. આપણે તો જામસાહેબના નામથીજ રાજ કરી શકીએ. તેનું આ કાર્ય ઘણું ડહાપણભરેલું હતું. કેમકે જાડેજા ભાયાતોએ તેને લાંબો વખત ગાદી ઉપર રહેવા દીધો નહોત.

મેરૂ જાતે જસાજી પાસે ગયો. પોતાની નમ્રતા અને દીનતા દર્શાવવા માટે તેણે મોઢામાં ખાસડું લીધું હતું. જસાજીને પણ મેરૂ પ્રત્યે કાંઇ ખાસ અણગમો ન હતો. કેમકે તેમને પરવશ સ્થિતિમાંજ ઉછેરવામાં આવ્યા હતા. તેથી મેરૂની સાથે મનમેળ કરવામાં તેમને વિલંબ ન થયો. મેરૂને તેઓ " દાદા " કહીને બોલાવતા, જે સંજ્ઞામાં ઘણો સન્માનભાવ રહેલો છે.

મેરૂએ ખુલાસો કર્યો કે તેનો ઇરાદો પોતાના માલિકને નારાજ કરવાનો કદિ ન હતો, અને તેમની ઇચ્છાથી તેણે પોતાના ત્રણે ભાઇઓને જામનગરમાંથી હદપાર કર્યા. અને

તેઓ ત્રણે જણા જોડીયા, બાલંભા, અને આમરણ એ પ્રમાણે એકેક પરગણું પચાવી બેઠા. જતાં જતાં તેઓ બને તેટલું ઉઠાવી ગયા અને સારી ખીલી પણ મૂકતા ન ગયા. છતાં જસાજીએ તેમને તેમ કરતાં રોકયા નહિ, તેમજ ઉપડી જતો માલ પાછો મેળવવા પણ તજવીજ કરી નહિ. તેમણે એટલુંજ કહ્યું કે, જ્યાં સુધી 'જામ" નો ખિતાબ તેમને રહેલો છે ત્યાં સુધી તેમને પૂર્ણ સંતોષ છે.

મેરૂની મૃત્યુ શય્યા ઉપર એક અતિ કરૂણ પ્રસંગ બન્યો. પરલોક સિધાવતા મેરૂ પાસે જામ જસાજી બેઠેલા હતા. તે વખતે મેરૂએ પોતાના બન્ને પગ પાછા ખેંચી ટુંટીયા વાળ્યાં. હિંદુસ્થાનમા એવો રિવાજ છે કે મરનારને પોતાના અંગોપાંગ સીધા રાખવાની સૂચના આપવી, જેથી મૃત્યુ પછી તે અંગોપાંગ જકડાએલી સ્થિતિમાં ન રહે, અને તેને ભાંગવા ન પડે. મરનાર પાસે આ પ્રકારની માગણી કરવી તે કાંઇજ અણઘટતું કે દયાહીન નથી ગણાતું.

જસાજીએ કહ્યું–" દાદા, તમારા પગ લાંબા કરો."

બહાદુર વૃદ્ધ ખવાસે કહ્યું–"જસદણનો ગઢ આડો આવે છે તેથી પગ લાંબા થતા નથી." એ કિલ્લો તોડવાનું કામ બાકી રહી ગયું."

જસાજીએ કહ્યું:–" તમારા અગિયારમાને દિવસે હું કસુંબો લઉં તે પહેલાં જસદણનો ગઢ ભાંગવાની હું પ્રતિજ્ઞા લઉં છું."

મેરૂએ પોતાનો ડાગો પગ લંબાવ્યો, પણ જમણો

પગ તો સંકોચાએલોજ રાખ્યો. જામ સાહેબે ફરીથી પૂછ્યું:–" દાદા, હવે શું બાકી છે ? "

મેરૂ ગંભીર સ્વરે બોલ્યો:–" મારો જમણો પગ ભાંગી નાખજો. હું જીવતો હોત તો મારાથી બનત, પણ તમારાથી તો એ કામ નહિજ થાય. અરેરે ! દ્વારકા મેં ગાયકવાડ પાસે શા માટે રહેવા દીધું ? એ તો જામનગરનેજ રહેવું જોઇતું હતું."

જામનગરનું આટલું મોટું ક્ષેત્રફળ મેરૂનેજ આભારી છે.

'જસાજીના સ્વર્ગવાસ પછી તેમનાં પ્રાંગધ્રાવાળાં ઝાલી રાણી, જેઓ પ્રભાવશાળી બાઇ હતાં તેમણે કેટલાક વખત સુધી રાજતંત્ર ચલાવ્યું; પણ આખરે તેમને દત્તક પુત્ર લેવો પડયો. આ દત્તક પુત્રનું નામ રણમલજી હતું.

જામ રણમલજી બહુ જાલીમ સ્વભાવના હતા, તેમની પ્રશંસા તરીકે કાઇ કહી શકાય તેમ હોય તો તે એટલુંજ કે તેમના રાજ્ય અમલમાં આખા જામનગરમાં એક પણ ચોરી થવા પામી ન હતી.

રણમલજીની ક્રુરતા સંબંધિ ઘણી ભયાનક વાતો કહેવાય છે. તેમને ઘણી રખાતો હતી. થોડા સમયને માટે પણ તેમની કૃપાપાત્ર થયેલી કોઇ સ્ત્રી બેવફા જણાય તો તેમને ભર કચેરી સમક્ષ એ બન્ને જણને બાથ ભીડાવી તેજ સ્થિતિમાં જીવતાં ચણી લેવામાં આવતાં.

એક કડીયાણી સ્ત્રી માટે એવી વાત કહેવાય છે કે તેણીએ રણમલજીની કૃપા સંપાદન કરી હતી. રણમલજીએ

તેણીને ચાર ઉત્તમ મોતી બક્ષીસ આપ્યાં હતાં. એ બાઇએ તે મોતી પોતાના કામદારને આપ્યાં. કામદારે તેની તંગલ બનાવરાવી કાનમાં પહેરી.

એક દિવસ રણમલજીના જોવામાં એ તંગલ આવી, અને પોતાના મોતી ઓળખ્યાં. એ કમનસીબ વાણિયાને પોતાની સમક્ષ બોલાવી, તંગલ સહિત બન્ને કાન કાપી નાખ્યા અને તે પેલી બાઇને મોકલ્યા.

ગુન્હેગારોને જાતેજ શિક્ષા કરવામાં રણમલને આનંદ પડતો. એક દિવસ આટકોટ જાતે સ્વારી કરી. ત્યાંનો કામદાર જે જામનગરના દિવાનનો ભત્રીજો થતો હતો તેને મરણતોલ માર માર્યો અને ઉઘાડે માથે અને પગે ઠેઠ જામનગર સુધી, આરબના પહેરા નીચે ચલાવી દરબારમાં દિવાનની સમક્ષ હાજર કરાવ્યો. દિવાનના ભત્રિજાના જુલ્મની લોકોની ફરીયાદ ઉપરથી તેમને આ પ્રમાણે કરવું પડેલું હતું. પરંતુ તેમની બીજી ક્રુરતાઓ આ પ્રમાણે ઉચ્ચ હેતુથી પ્રેરાએલી ન હતી.

રણમલજીના રાજ્ય અમલ દરમ્યાન જામનગર બ્રિટિશ સરકારના સંબંધમાં આવ્યું. આ કરડા વૃદ્ધ જામને રાજકોટ જવાનું આમંત્રણ આવ્યું ત્યારે ત્યાં જવાની તેમણે સાફ ના સંભળાવી. વળી તેમણે એવી પણ પ્રતિજ્ઞા લીધી હતી કે કોઇ પોલિટિકલ ઓફિસર જામનગરમાં આવી શકેજ નહિ. તેથી તે અધિકારીને મળવા માટે પોતાની સરહદના નાકા ઉપર પડધરી ગામે ગોઠવણ કરાવી. જે તંબુમાં

સરકારી અધિકારીનો મુકામ હતો તેનું 'બારણું' એટલું નાનું હતું કે તેમાં પ્રવેશ કરવામાં જામને નીચા નમ્યા સિવાય છુટકો ન હતો.

વર્તમાન જામ સાહેબના પિતાના પિતા જાલમસિંહજીએ એ મુશ્કેલીનો તોડ કાઢયો. તેમણે જમૈયાથી તંબુનો ઉપલો ભાગ ચીરી નાખ્યો. તંબુમાં પ્રવેશ કરવાની જામ રણમલની આ રીતથી બ્રિટિશ અધિકારીને શું અજાયબી થઇ હશે તે વાચક પોતે કલ્પી શકશે.

હરિભાઇની પુત્રી અને વર્તમાન ઠાકોર સાહેબનાં ફુઇબા શ્રીસોનીબાનાં લગ્ન આ સિંહ પ્રકૃતિના પુરૂષ સાથે થયાં હતા. જામ રણમલ કોઇની ધાક ખાતા હોય તો તે આ ઝાલા કુમારી સોનીબાની હતી. સોનીબાના પુત્ર વિભાજી તે જામ રણમલના પાંચમા પુત્ર હતા. ગિરધારીજીના દેવાલય ઉપર સુવર્ણ–કલશ ચઢાવવાની ક્રિયા તેમના હસ્તે થતી હતી, તે વખતે વિભાજીના જન્મના સમાચાર રણમલજીને મળ્યા.

એક ક્ષણ પર્યંત રણમલજી હેબતાઇ ગયા, અને માંભળવા પ્રમાણે હાથમાથી ઈંડુ પડી ગયું. પછી ચિંતાતુર મને બોલ્યા–" ઝાલીનો કુંવર જરૂર મારા પછી ગાદીએ આવશે. "

તેમનું આ વાકય બહુ વિચારપૂર્વક ઉચ્ચારાયું હતું. કેમકે એમના પાચમા પુત્રનો જન્મ એવા મંગલ મુહૂર્તે થયો હતો કે જે વખતે દેવાલય ઉપર સુવર્ણ કલશ ચઢાવવાનું શુભ ચોઘડીયું હતું. અને તેથી તે બાળક

આપીએ છીએ. આઠ વર્ષની વયે તેમણે દુધ ન લેવાની પ્રતિજ્ઞા લીધી હતી તે તેમણે જન્મપર્યંત નીભાવી. તેમને નાનપણમાં દુધનો બહુ શોખ હતો. એકવાર તેમની ઉપર માતાએ તે બાબતમાં મેણું માર્યું. કેમકે ઢોર-ઢાંખર સંબંધમા કામ કરવા તેમણે આનાકાની કરી હતી. તે મેણા ઉપરથી તેમણે જીવનપર્યંત દુધનો ત્યાગ કર્યો હતો.

બાળપણમાં દાદભાને સારી કેળવણી આપવા માટે રાણાથી મુળુભા બહુ આતુર હતા. નાનપણમા ઓડી ગામમા એક બ્રાહ્મણની નિશાળમાં તેમને મુકવામા આવ્યા હતા, જેમા પોતાના ત્રણ પુત્રો ઉપરાંત બીજા નવ જણાને તે બ્રાહ્મણ શિક્ષણ આપતો હતો. તે શિક્ષણ તદ્દન પ્રાથમિક પ્રકારનુ હતું. તે વખતે સ્લેટો કે પેનો ન હતી; અને દાદભા તથા તેમના બંધુ-વિદ્યાર્થીઓને લાકડાના પાટીયા ઉપર રેતી પાથરી અણીદાર લાકડીથી ભણવું પડતુ.

બ્રાહ્મણ શિક્ષકે ધાર્યા કરતાં બહુ વ્હેલા, દાદભા લખત વાચતા શીખી ગયા, તેથી મુળુભાએ દાદભાને રીતસર અભ્યાસ માટે જામનગર મોકલ્યા. દાદભાના ભાઈ જામ વિભાજીના દરબારમા નોકર હતા. ત્યાં દાદભા પેલેટ જુના મકાનમા રહેવા લાગ્યા.

દાદભા દરરોજ નિયમિત નિશાળે જતા. તે સમયે સર્વ-સામાન્ય નિયમાનુસાર મહેતાજી ઘણા જુલ્મી સ્વ ભાવના હતા, અને તેને લીધે વિદ્યાર્થીઓનું જીવન ત્રાસદ

પરંપરા રૂપ બની રહેતું. વર્ગમાં ક્ષત્રિય વિદ્યાર્થીઓમાં દાદભા એકજ હતા. હમેશના ત્રાસથી કંટાળીને દાદભાએ બધા વિદ્યાર્થીઓને ઉશ્કેરી બંડ કરાવ્યું. આ ઘટનાએ એવી પરિસ્થિતિ ઉત્પન્ન કરી કે એ રજપુત યુવકને કાબુમાં રાખવાનું કામ કોઇ પણ શિક્ષક માટે મુશ્કેલી ભરેલું થઇ પડયું; અને આ પ્રસંગથી દાદભાની શિક્ષણ પ્રગતિ અટકી પડી હોય એમ પણ સંભવિત છે.

ઠાકોર સાહેબનું જ્ઞાન પુસ્તક જન્ય કરતાં અનુભવ જન્ય વિશેષ છે. બાલ્યાવસ્થાથીજ ગણિતનું જ્ઞાન તેમને સહજ છે. ગમે તેવા દાખલાનો જવાબ તેઓ તુર્તજ પોતાની પદ્ધતિએ ગણતરી કરી આપી શકતા. હજુ પણ તેમની ઇશ્વર-દત્ત બક્ષિશ કાયમ છે.

જામનગરની એંગ્લો-વરનાક્યુલર સ્કુલમાં દાદભા થોડું ઘણું અંગ્રેજી શીખ્યા, પણ શિક્ષણ કરતા સાહસ તરફ તેમનું વલણ અધિક હતું. જામનગર બહારની સૃષ્ટિનો પ્રથમ અનુભવ તેમને એ નિશાળ મારફતેજ થયો.

પ્રસંગ એમ બન્યો કે જામશ્રી વિભાજીના ભાણેજ મહારાજ બહાદુરસિંહજી સ્વર્ગવાસી થયા. તેથી સંવત ૧૯૩૬ ના ફાગણ મહીનામા ત્યાં લૌકિકે જવાનું હતું. સરદારો, ભાયાતો વિગેરે મળી સોએક માણસનું તે ડેપ્યુટેશન બનેલું હતું. તેમા મહારાજા રણજીતસિંહજીના પિતાશ્રી જીવણસિંહજી, મહારાજ ભાવસિંહજીના નાના કુંવર કેશરીસિંહજી અને દાદભાના પિતા રાણાશ્રી સુજીભા

હતા. અને શેઠ ફ્રામજી પ્રાઈવેટ સેક્રેટરી આ પાર્ટીના મેનેજર તરીકે હતા. આ વખતે કાઠીયાવાડમાં વઢવાણ સુધીજ રેલવે હતી તેથી જામનગરથી તેમને સ્ટીમર રસ્તે મુંબઈ જવાનું હતું અને ત્યાંથી ટ્રેન રસ્તે, અજમેરથી થોડે દૂર રાયપુર સ્ટેશને ઉતરવાનું હતું. રાયપુરથી જોધપુર સુધી ગાડા રસ્તો હતો. તેમના પિતાને સ્ટીમર સુધી મુકવા જવાને બ્હાને દાદભા મછવામાં ભેગા ગયા, અને સ્ટીમર ઉપર લાઈફબોટમાં તાડપત્રીઓ બાંધવામાં આવે છે તે ઉંચી કરી તેમાં છુપાઈ ગયા. સ્ટીમર રવાના થઈ. થોડા માઈલ સ્ટીમર ગઈ અને પાછા વળી જતા મછવા અદ્રશ્ય થયા, ત્યાં સુધી દાદભા એજ સ્થિતિમાં છુપાઈ રહ્યા. પછી નામદાર જામ સાહેબના ભત્રિજા કેશરીસિંહજી પાસે જઈને વાત કરી કે પોતે આ પ્રમાણે છુપાઈને આવ્યા છે, અને તેમના પિતા બહુ કડક સ્વભાવના હોઈને આ ગુન્હામાંથી બચાવી લેવા તેમને વિનંતિ કરી. કેશરીસિંહજીએ દાદભાને આશ્વાસન આપી નિશ્ચિંત રહેવા કહ્યું અને તેમને પોતાની સાથે લઈ રાણાથી મુળુજી પાસે ગયા. મુળુભાને આ દ્રશ્ય જોઈ શું અજાયબી ઉપજી હશે તે વાચકો કલ્પી શકશે. કેશરીસિંહજીએ કહ્યું કે તેઓ પોતેજ દાદભાને લેતા આવ્યા છે; અને તેમાં દાદભાનો કાંઈ વાંક નથી, એ રીતે સમજાવી તેમને શાંત કર્યા. દાદભાની ઉમર આ વખતે તેર વર્ષની હતી. સદ્‌ભાગ્યે, પોતે આ સાહસ કરવાના છે એવા ખબર તેમણે અગાઉથી ફેલાવ્યા હતા તેથી

તેમનાં માતુશ્રી તેમના ગુમ થવાની ચિંતાથી મુક્ત રહ્યાં હતાં.

આ સ્ટીમરનું નામ "ઓરણ" હતું. રસ્તામાં તેને સખત તોફાન નડયું. કરાંચી અને મુંબઇ વચ્ચે દોડતી "પાચંબા" સ્ટીમર, જેમાં લગભગ ૧૫૦૦ જેટલા ઉતારૂ હતા, અને સાથે કેટલીક જાનો હતી, તે "ઓરણ" પાસે થઈને પસાર થઇ. તેની સ્થિતિ ઘણી ભયાનક હતી. કેટલેક દુર ગયા પછી તેના દીવાઓ એકાએક બંધ પડી ગયા. અને યંત્રનો અવાજ પણ સંભળાતો બંધ પડી ગયો. પાછળથી સાંભળવામાં આવ્યું કે તે ડુબી ગઇ હતી.

"ઓરણ" ભયંકર રીતે ઝોલા ખાતી હતી. પડી ન જવાય તેટલા માટે દાદભાને તેમના પિતાશ્રીએ સ્ટીમરના બંકમ સાથે બાંધી રાખ્યા હતા. રાણા મુગુભાને કદાચ એમ લાગ્યું હશે કે આ તોફાનથી ભયભીત થઇ મુંબઇ જતાં સુધીમાં દાદભાની સાહસવૃત્તિ નરમ પડી જશે પણ આ ગણતરીમાં તેમની ભૂલ હતી.

મુંબઇ પહોચતા સુધીમાં દરીયાઇ માંદગીથી દાદભા બહુજ થાકી ગયા હતા. તેમનો ઉતારો, ગોવાળીયા તળાવ ઉપર હાલ જ્યાં ગોકુળદાસ તેજપાળ બોર્ડીંગ સ્કુલ છે તે બંગલામાં હતો. દાદભા પ્રકત પહેર્યાં કપડેજ હતા, તેથી તેમને માટે નવાં કપડાં ખરીદવામાં આવ્યાં. તેમના પિતાશ્રીને એમ લાગ્યું કે મુંબઇની રેલવે ગાડીઓ અને

ઘમાલથી દાદભા ડરી જશે. પરંતુ જ્યારે બપોરે સહુ કોઇ આરામમાં હોય, અને સહુ એમ માનતા હોય કે દાદભા પણ ઉંઘી ગયા હશે, તે વખતે તેઓ હમેશાં પોતાના ઉતારામાંથી મુંબઇ જોવા નીકળી પડતા અને જે જે રસ્તે થઇને જાય તેનું નીશાન બરોબર મનમાં રાખતા રાખતા, તેજ રસ્તે પાછા બંગલામાં આવી જતા.

એક દીવસે રાત્રે દશ બજ્યા સુધી દાદભાનો પત્તો મળ્યો નહિ. ઘણી તપાસ કરી. છેવટે થાકીને સહુ કોઇ પોતાના બિસ્તરા પાથરી સુવા તજવીજ કરતા હતા ત્યાં બે બિસ્તરા વચ્ચે ઘસઘસાટ ઉંઘી ગયેલા માલુમ પડયા.

પુલ નીચે થઇને જતી ગાડીમાં બેસવાનો પ્રથમ અનુભવ દાદભાને મુંબઇમાં મળ્યો. એ પુલને સારામાં સારી રીતે નીહાળી શકાય તે માટે ગાડીમાંથી પોતાના શરીરનો બને તેટલો ભાગ બહાર કાઢી અનેકવાર જોખમભરી સ્થિતિમાં મુકાયા. રેલવેમાં બહુ સંભાળથી રહેવાની તેમના પિતાની સુચનાનું આ રીતે તેમણે પાલન કર્યું !

થોડા દીવસમાં તેઓએ જોધપુર તરફની મુસાફરી શરૂ કરી. તે વખતે જોધપુર સુધી ટ્રેન ન હતી. ફકત રાયપુર સુધી ગાડી જતી, જે અજમેરથી થોડે દુર હતું. કેટલે લાંબે રસ્તે થઇને જોધપુર જવાતું હતું, તેનો ખ્યાલ તેઓ રસ્તામાં કયાં કયાં રોકાતા હતા તે ઉપરથી આવશે.

પ્રથમ તેઓ ખાંડવામાં આવ્યા, જ્યાં જાનવરનો મેળો ભરાતો હતો. નિયમિતરીતે ત્યાં એક અદ્ભુત પ્રસંગ બનતો

અને તે સહુએ ત્યાં નજરોનજર જોયો. જે સાંકળ અગર દોરડાથી જાનવરોને બાંધવામાં આવતાં તે ફક્ત જમીનમાં સ્હેજ દાટવામાં આવતાં. પરંતુ તે સાથે બાંધેલાં જાનવરો એવી રીતે ઉભાં રહેતાં કે જાણે તેમને સજ્જડ બાંધવામા આવ્યાં ન હોય. એમ કહેવાતું કે એ પ્રભાવ જમીનનો હતો. એ સ્થળે લગભગ ફુટબોલ જેવડા મોટા જામફળો પાકતાં.

બીજો મુકામ જબલપુરમાં થયો. જ્યાં તેમણે આરસના ખડકોની મુલાકાત લીધી. અને પવિત્ર નર્મદાના જળમાં સ્નાન કર્યું.

આગ્રામાં તાજ મહેલની મુલાકાત લીધી. ત્યાંથી તેઓ અજમેર ગયા, અને રાયપુરમાં ઉતરી પડયા. રાયપુરથી તેઓ બળદના શીગરામમાં બેસી ધીરે ધીરે આગળ ચાલવા માંડયા. ત્યાથી જોધપુર પહોંચતાં ત્રણ દીવસ થયા. રસ્તામાં એક બિલાડા નામનું ગામ આવે છે. તે યાત્રાનું સ્થળ હોવાથી ત્યાં ઘણું માણસો આવતાં અહીં દેવીનું મંદીર છે અને તેમના આગળ ઘીનો દીવો બળ્યા કરે છે, જેની મેશ સોનેરી રંગની થાય છે. ભક્તો તેને દેવીનો પ્રભાવ ગણે છે.

દેવળને અંગે એક મોટું મકાન હતું જેમાં પુજારી રહેતો. પાર્ટીના માણસોએ ત્યાં ઉતારો લીધો. આ દરમ્યાન એક અદ્ભુત કારીગરીવાળી, મોટી ભારે આરસકામની ખુરશી એકાએક કડાકા સહીત તુટી પડી. તેના ભારે અવાજથી

ભયભીત થઈ સહુ કોઈ તે સ્થળમાં દોડી ગયા. આરસની એકકનો ઘણો ભારે કટકો ખુરશીના હાથાઓ ઉપર તુટી પડયો અને તેના ચુરેચુરા કરી નાખ્યા. આ અપશુકનને લીધે આખા માળમાં બહુ ખળભળાટ થઈ ગયો, અને આ પ્રમાણે શાથી બન્યું તેના સંબંધમાં અનેક અટકળો બંધાવા લાગી.

દાદભાએ આ ખુરશી તુટી પડવાનો અવાજ, અગર માણસોનો ખળભળાટ સુદ્દલ સાંભળેલો નહી. કેમકે આ બનાવવાળી જગ્યાથી થોડે દૂર એક ઓરડામાં તેઓ ગાઢ નિદ્રામાં સુતા હતા. અને એ ઉંઘમાંથી તેમને પરાણે જગાડવામાં આવ્યા હતા. અલબત ખુરશીના આ પ્રકારના વિનાશની જવાબદારી સહુએ દેવીના શીરે ઢોળી પાડી. જો કે આ શાથી બન્યું તેનો નિર્ણય વાચકોએ અત્યાર સુધીમાં બાંધી લીધોજ હશે. દાદભા એક ચિત્ર જોવા માટે એ આરસની ખુરશી ઉપર ચઢેલા હતા. અને તેમ કરવામાં તે તુટી પડી હતી. પછીથી, વાચક સમજી શકે તેમ છે કે, તેઓ એકદમ નજીકના ઓરડામાં જઇ સુઈ ગયા. અને ઉંઘ એવી સરસ આવી ગઈ કે પોતે આ પ્રમાણે કર્યું છે તે કહેવાનું ભૂલીજ ગયા! આ ખુરશી માલ બેસારીને તૈયાર કરેલી ન હતી. એક બીજા ભાગો ફક્ત ગોઠવીને રાખ્યા હતા. તેથી તેના એક ભાગ ઉપર વધુ ભાર આવતાં ઉથલી પડી હતી.

પાર્ટી જોધપુર પહોંચી. ત્યાં રિવાજ પ્રમાણે ખરખરો

કર્યો. અને મહારાજા સાહેબની સલામે ગયા તે, વખતે સુવિખ્યાત મહારાજા પ્રતાપસિંહના ભાઈ જસવંતસિંહજી જોધપુરની ગાદીએ હતા. તે વખતે મહારાજા પ્રતાપસિંહ-જીને તેમના મોટા ભાઈની કૃપા ઉપર પરવશપણે રહેવું પડતું, તે સંબંધમાં ઘણી વાતો પ્રચલિત હતી.

જે વખતે રાણાશ્રી મુળુભા તેમના નાના પુત્રને લઈને જોધપુર ગયા હતા, તે વખતે લોકમત પ્રતાપસિંહના પક્ષમાં વળ્યો ન હતો. લોકમત તેમના પક્ષમાં પછીથી ઉભો થયો હતો. પ્રતાપસિંહની મહત્તા ઇંગ્લાંડને આભારી છે. અને એટલું તેના પક્ષે અવશ્ય કહેવું જોઇએ કે તેઓ એ અહેશાન જીવનભર ભૂલ્યા ન હતા, અને અંતપર્યંત વફાદાર અને અહેશાનમંદ રહ્યા હતા.

યુવાવસ્થામાં પ્રતાપસિંહ બહુ દેખાવડા પુરૂષ હતા. તે વખતે મહારાજાના કૃપા–પાત્રોમાં એક મુસલમાન, ફજુરૂલ્લા-ખાન, (ભાઇઆ સાહેબ) કરીને હતો. મહારાજાને આ શખ્સ તરફ એટલો બધો પ્યાર હતો કે એક દીવસ તે બહુ ગુસ્સાના આવેશમાં આવી ગયેલ ત્યારે મહારાજાએ પોતે તેને પંખાથી પવન નાખવા માંડયો. આથી પ્રતાપ બહુ નારાજ થઈ ગયા. ખુલ્લી રીતે તો વાંધો ન લઈ શકયા. પણ મશ્કરીના રૂપમાં ફજુરૂલ્લાખાન કે જે એક ઘણો કદરૂપો માણસ હતો તેને પુછયું—"ખુદાએ સૌંદર્યની વહેંચણી કરી ત્યારે તું કયાં હતો?". ફજુરૂલ્લાખાને ચાલાકીથી ઉત્તર વાળ્યો કે "ખુદા તે વખતે બે ચીજની વહેંચણી કરતા

હતા–નસીબ અને સુંદરતા–અને તે બેમાંથી એક માગ્યા પ્રમાણે મળતું ".

ફ્લ્લુરુલ્લાખાને કહ્યું–"મહારાજ, આપને શું ખબર નથી કે તમે સુંદરતા લીધી, અને મેં નસીબ લીધું".

પ્રતાપસિંહને રાજ–સત્તાના માર્ગમાં ફ્લ્લુરુલ્લાખાન વિઘ્નરૂપ હતો. તે પહેલાં બારવર્ષ પૂર્વે પ્રતાપને દેશવટો અપાવવામાં તેનો હાથ હતો. જોધપુરમાંથી નીકળી તેઓ જયપુર ગયા હતા, અને ત્યાં મહારાજા રામસિંહના દરબારમાં સર્વ સત્તાધીશ હતા. એક વખત જોધપુરના મહારાજા જયપુરની મુલાકાતે પધારેલા તે વખતે ત્યાં પોતાના ભાઈની શક્તિ જોઈ અજાયબ થયા હતા. ત્યાંથી તેમને જોધપુર પાછા લેતા આવ્યા અને જોધપુરમાં કેટલુંક રાજ-વહીવટનું કામ સોંપ્યું.

સર પ્રતાપ એક જબ્બર મહત્વાકાંક્ષી પુરૂષ હતા. તે ઉપરાંત તેમણે રજપુત–આદર્શો સજીવ કરવામાં બહુ ફાળો આપ્યો હતો અને રજપુતોનું ગૌરવ અને પ્રતિષ્ઠા વધે તે માટે નિરંતર પ્રયત્ન કરતા હતા. તેમના પ્રત્યેક રોમમાં માનવતા ભરી હતી. ફક્ત અભિમાન એ તેમના જીવનની નિર્બળ બાજુ હતી.

એક વખત સર પ્રતાપ લીંબડી પધારેલા તે વખતે આ લેખકે તેમને જરા માઠું લાગી જાય તેવી સુચના કરી હતી. તે સૂચના એ હતી કે "આપના પુત્ર સાથે અંગ્રેજીમાં વાતચીતનો અભ્યાસ રાખશો તો આપનું

અંગ્રેજી ભાષાનું જ્ઞાન વધારે સારૂં થશે." આ સૂચના બહુજ વિવેકપૂર્ણ ભાષામાં મુકી હતી. અને તે સાથે તેમના પુત્રના અંગ્રેજી ભાષા ઉપરના કાબુની પ્રશંસા પણ સમાયેલી હતી. સર પ્રતાપને વાતચીત કરતાં અને અંગ્રેજીમાં વાતચીત કરતાં તો મુદલ આવડતું ન હતું.

સર પ્રતાપે કહ્યું:—"હું–હું મારા દીકરા પાસેથી શીખું, કે મારો દીકરો મારી પાસેથી શીખે?" એટલું બોલતામાં એની વિશાળ છાતી ઉંચી થઇ ગઈ. "અરે, ખુદ શહેનશાહ મને કહેતા કે 'સર પ્રતાપ, તમને અંગ્રેજી બહુ સુંદર બોલતાં આવડે છે.' ખુદ શહેનશાહ પોતે મને કહેતા."

એને શાંત કરવામાં મને બહુ વખત લાગ્યો. મારા પ્રત્યે સર પ્રતાપની ચાહના ન હતે તો કદાચ તે શાંત પણ ન થયો હોત. તેમણે જોધપુર જઇને પોતાની સહીવાળો ફોટોગ્રાફ મને મોકલ્યો હતો. તે ઉપરથી જણાય છે કે તેમના મનમાં કાંઇ ખોટુ લાગ્યું ન હતું, અને તેમનો પુત્ર તેમના કરતાં સારૂં અંગ્રેજી જાણે છે એવા મારા અભિપ્રાય માટે તેમના મન ઉપર મારે માટે વિરૂદ્ધતાની છાપ ન હતી.

સર પ્રતાપના સંબંધમાં આંહી વધુ વિવેચન થએલું ભાસશે. પણ સર પ્રતાપ ભવિષ્યમાં પોતાની ભત્રિજી અને ઇડરની રાજકુમારીના લગ્ન દાદાભાના પુત્ર સાથે કરવાની માગણી કરવાના છે તેથી તેમના સંબંધમાં અત્ર સવિશેષ ઉલ્લેખ કરવામાં આવેલ છે.

## પ્રકરણ ૨ જું.

આટલા સાહસોના ઇતિહાસ સહિત જ્યારે દાદભા જામનગર પાછા ફર્યા ત્યારે તેમના નિશાળના સહાધ્યાયીઓમાં તેમની એક વીર પુરુષ તરીકે ગણના થવા લાગી. વર્ગમાં તે હમેશાં પહેલો નંબર રાખતા. પહેલો નંબર નીભાવી રાખવામાં, અભ્યાસ તરફની બહુ લાગણી કરતાં, શિક્ષકને એમ બતાવી આપવું કે પાઠ ઉપર ધ્યાન નહીં આપવા છતાં પોતે વર્ગમાં પ્રથમ સ્થાન રોકે છે એ તેમનો હેતુ હતો. દાદભા જેવા વિદ્યાર્થી વર્ગમાં છેલ્લો નંબર રાખતા હોત તો બીજા વિદ્યાર્થીઓને સારો બોધપાઠ મળત.

છેવટે અભ્યાસ અપૂર્ણ મુકીને કુટુમ્બનું કામકાજ સંભાળવા માટે દાદભાને નિશાળ છોડવી પડી.

દાદભાનું લગ્ન પંદર વર્ષની ઊમરે પાંચાસરાના દરબાર બટેજીથી જેઠીજીનાં કુંવરીશ્રી બાલુબા સાથે થયાં હતાં. તે વખતે બાલુબાની વય ફક્ત અગ્યાર વર્ષની હતી. અને તે પોતાનાં સાસુ સાથે ઓડીમાં રહેતાં.

દાદભા સહુથી નાના હોવા છતાં, તેઓ ઓડીમાં આવી પોતાની સલાહ આપે ત્યાં સુધી તેમના પિતા અને બાઇઓ કાંઈ અગત્યનું કામ કરતા નહિ. જ્યારે

દાદભાનાં સહુથી નાનાં બ્હેન પુલીબાનાં લગ્ન, કચ્છના મહારાવશ્રીના કાકાના દીકરા તેરા દરબારશ્રી સાથે થયાં તે વખતે તે સંબંધિ તમામ વ્યવસ્થાનો ભાર દાદભાએ લીધો હતો, અને તેમના પિતાની જમીન કરજના બોજામાંથી ટૂંક વખતમાં છોડાવી; તેથી મોટેરાઓમાં તેમણે સારી કીર્તિ સંપાદન કરી. તે વખતે દાદભાના પિતાના પિતા લાખોભાઈ કે જેઓ જામશ્રી વિભાજીના સગા મામા થતા હતા તે હયાત હતા. અને છેવટ સુધી તેઓ દાદભા ઉપર ઘણી પ્રીતિ રાખતા. આ અદ્ભુત વૃદ્ધ પુરુષ જેઓ અઠ્ઠાણું વર્ષ સુધી જીવ્યા, અને જેઓ એવા સદ્ભાગી હતા કે તેમના જીવન-કાળમાં તેમના કુટુમ્બમાં એક બાળક પણ ગુજરેલું નહિ, તેઓ ખરેખર અસામાન્ય ચારિત્ર્યવાન અને આદર્શ રજપુત હતા. એ પ્રકારના રજપુતો બહુ ઝડપથી અદૃશ્ય થતા જાય છે.

પોતાના વ્હાલા પૌત્ર સાથે ઘણીવાર બેસીને લાખાભાઇ ગોંડળમાં વીતાવેલી તેમની યુવાવસ્થાની વાતો કરતા. આ કુટુમ્બમાં પુષ્કળ દ્રવ્ય હતું. અને ચોરડી ગામમાં લાખાભાઇને એમ લાગેલું કે આટલું બધું નાણું કયારે ખુટશે.

એમના ઉદાર દિલે એમની સંપત્તિનો અંત આણ્યો. તેમણે શેરડીનું મોટા વિસ્તારમાં વાવેતર કર્યું. સારામાં સારા બળદો ખરીદ કરતા. અને તેને શેરડીના વાઢમાં છુટા ચરવા મુકતા. રાણા લાખાભાઇ અનેક વાર કહેતા " દ્રવ્યનો આ રીતે વ્યય કરવો તે બહુ ઉત્તમ માર્ગ છે".

એમની ઉદાર પ્રકૃતિએ કુટુમ્બનું દ્રવ્ય ખલાસ કર્યું. પણ તે માટે તેમના સુખી દિવસોમાં તેમણે કોઈવાર દિલગીરી બતાવી નથી. તેઓ કહેતા કે "ત્રણ પ્રકારના મનુષ્યો દુનીયામાં પોતાનું જીવન સફળ કરી શકે છે. આ ત્રણ પ્રકારના મનુષ્યો તે ભક્ત, દાતા અને શૂર."

એ સમય પરત્વે એ વાત નોંધવા જેવી છે કે રાણા લાખાભાઈનાં લગ્ન બાવીશ વર્ષની ઉમરે થયાં હતાં અને પોતાનાં લગ્ન પ્રસંગે તેમના મનની સ્થિતિ કેવા પ્રકારની હતી તે નીચેની ઘટનાથી જણાઈ આવશે

રજપુતોમાં એવો રીવાજ છે કે કન્યાને ત્યાં ખાંડુ (તલવાર) મોકલવામાં આવે. કન્યા એ ખાંડા સાથે પરણે. અને વરઘોડાના રૂપમાં તેઓ વરને ઘરે પાછાં આવે. તે વખતે લગ્નોત્સવ થાય, અને ધાર્મિક ક્રિયાઓ કરવામાં આવે. કન્યા વાજતેગાજતે આવે તે વખતે વરરાજા ઘોડે ચઢીને સામા જાય. કન્યાના રથ પાસે આવી, ઘોડેથી ઉતરીને રથમાં કન્યાની પાસે સ્થાન લે.

એક દિવસે રાણા લાખોભાઈ એક મિત્રની સાથે પતંગ ઉડાડતા હતા. અને લાખોભાઈ એક બીજો પતંગ તૈયાર કરતા હતા. તેમના મિત્રે કહ્યુ "જુવો, જુવો, આ કોઈની જાન આવે છે. કોનાં લગ્ન હશે?" લાખાભાઈએ કહ્યું "છેલ્લો પતંગ જલદી શરૂ કરી લઈએ. આ મારૂં પોતાનું ઓઝણું છે. અને હવે મારે ઝટ જવું પડશે." પણ ત્યાં તો એક નોકર આવી પહોચ્યો. લાખાભાઈનો

ઘરે પતો નહી લાગવાથી કુટુમ્બના સહુ કોઇ તેમને ગોધવા માટે દોડાદોડ કરી રહ્યા હતા. લાખાભાઇને નોકર ઝડપથી તેડી ગયો. સગાંસંબંધિઓ તેમના ઉપર ખુબ જ ગુસ્સે થયાં. તેમને જલદી નવરાવી, વરરાજાને શોભતા વસ્ત્રાલંકારો પહેરાવ્યા. ઘોડા ઉપર એકદમ ચઢાવી કન્યાપક્ષનું ઓઝણું ક્યારનું સામૈયાની રાહ જોતું ઉભું હતું ત્યાં તડામાર લઇ ગયા.

રાણા લાખાભાઇ દાદભાને કહેતા કે " તમારી મોટીમા બહુજ સ્વરૂપવાન હતાં. આબેહુબ પદમણી હતાં અને કામકાજ તો એમના જેવું કોઈ કરી શકેજ નહિ. પરોડીએ ચાર વાગે ઉઠીને સાથીઓ અને મારા માટે રાંધી લે. અને હું ખેતરમાંથી પાછો આવું ત્યારે ઉહ્નો રોટલો કરી આપે. આઠ વાગે તો તમામ ઘર વાળીચોળી, બધું સાફ કરી, લીલી અતલસનો ચણીયો, લીલી અતલસનું સોનેરી ભરતનું પોલકું અને સોનેરી કોરની સાડી ઓઢી સુંદર ઢબે માથું ગુંથી, ઓશરીમાં બેઠાં હોય. અને ભરતકામ કરતાં હોય. જે કોઇ બીજી સ્ત્રીઓ જુએ તે તો એમજ માને કે લાખાભાઇની વહુએ આખી જીંદગીમાં કાંઇ કામ કર્યુંજ નહિ હોય. તમારી મોટીમા ખરેખર બહુ અદ્દભુત બાઇ હતાં." વળી પાછું ઉમેરતા કે " પણ લગનના દિવસે છેલ્લો પતંગ શરૂ કરવાનું તો રહીજ ગયું તે રહોજ ગયું. અને બીજે દિવસે જ્યારે વરરાજાનાં લુગડાં કાઢી નાખ્યાં ત્યારે પહેલાં હતો તેવોજ બની ગયો."

લાખાભાઈને વિચિત્ર શોખ હતો. એમને સીવવાનું કામ બહુ ગમતું. તેઓ જરૂર પડયે પોતાના અને પૌત્રોના બૂટ પણ સાંધી દેતા. અને મોચી અને દરજીનો બધો સરંજામ પોતાના ખડીયામાં રાખતા. તેઓ મૃત્યુના દિવસ પર્યંત વગર ચશ્મે સોયમાં દોરો પરોવતા. છેવટના દિવસોમાં હાથ ધ્રુજતા તેથી સોય પરોવી શકતા નહિ. તે વખતે સોયને એક શરામાં ખોસીને દોરો પરોવતા. એમના પૌત્રો પરોવી આપવા કહે તો ચોખ્ખી ના પાડતા. અને કહેતા કે "મારે સાંધવું હોય ત્યારે હું તમને કયા શોધવા નીકળું ?".

દાદભા હાલની પદ્ધતિએ એક મકાન બંધાવતા હતા. તે જોઈને લાખાભાઈને બહુ નવાઈ લાગી અને પુછયું કે "ભીંતિમાં ચારેકોર આ ખાલી ગાળા શેના મુકયા છે ?" દાદભાએ સ્હેજ મગરૂબીથી ઉત્તર આપ્યો કે "ત્યાં બારી બારણાંઓ મુકવાનાં છે. બારીઓ વધુ હોય તેમ હવા વધારે આવે, અને જેમ વધારે તાજી હવા ઘરમાં આવે તેમ તંદુરસ્તી અને શક્તિ વધે છે."

ઉંચા ભરાવદાર શરીરવાળા લાખાભાઈએ હસીને કહ્યું "ઠીક, પણ હું તો જે ઘરમાં જન્મ્યો હતો તેમાં હવા તો ફક્ત છાપરાના નળીયામાં થઈનેજ આવતી. અને ઘરમાં ફક્ત બે નાનાં તીરકશીયાં હતાં. હું તો કાંઈ નબળો પડયો નથી. દીકરા, મન અને હૃદય પવિત્ર રાખો તો એ બારીઓમાં થઈને પ્રભુના ઘરની પવિત્ર હવા આવ્યાજ

કરશે. તમારા ઘરમાં બારીઓ મુકવાથી કાંઇ વળવાનું નથી. ”

લાખાભાઇને એમના બહોળા સ્નેહી સંબંધિઓમાં જવા આવવાનો બહુ શોખ હતો. અને સહુ કોઇને એમના પ્રત્યે બહુ સદ્ભાવ હોવાથી જ્યા જ્યાં જાય ત્યાં ત્યાં તેમને બહુ સન્માન મળતું. તેઓ હમેશાં ઘોડે ચઢીને જતા. શિગરામમાં તો કવચિતજ બેસતા. તેમની ઉમર વધતી જતી હોવાથી એક દિવસ મુળજીએ તેમના પિતાને સૂચવ્યું કે “આટલી વૃદ્ધ ઉમરે હવે મુસાફરી બહુ ન થાય તો ઠીક. કોઇક અગવડવાળા સ્થળે માંદા થઇ જવાય તો ઘરે પ્હોંચવું મુશ્કેલ થઇ પડશે. અને પાચ પાંચ-દીકરા છીએ તેમાંથી કોઇનો હાથે નહી અડે.” લાખાભાઇ હસીને ઉત્તર આપતા કે “ મરણ સમયે તો ઘરેજ આવીશ. મારો કલ્યાણજી મેં વેચી ખાધો નથી. તે મરણ સમયે મને ઘરભેગો કરશેજ. ”

અને બન્યું પણ તેમજ. એક દિવસ તેઓ માદા પડીને ઘરે આવ્યા અને ફકત ત્રણજ દિવસની માંદગી ભોગવીને એમના જમાનાના એ ભવ્ય અને અદ્‌ભુત વૃદ્ધ રજપુત સ્વર્ગવાસી થયા. છેવટની ઘડી સુધી એમના વ્હાલા દાદભા સંબંધે તેઓ ઘણું ઉજ્જવલ ભવિષ્ય ભાખતા

લાખાભાઇના કારજ પ્રસંગે, જે, મૃત્યુ પછી અગ્યારમા દિવસે કરવામાં આવે છે, તેમાં વીશ હજાર માણસોએ ભાગ લીધો હતો. જામ વિભાજી પોતે પણ તેમાં પધાર્યા હતા.

લાખાભાઇ સ્વર્ગસ્થ થયા તે વખતે દાદભાની ઉમર લગભગ વીશ વર્ષની હતી. કેટલાક જોશીઓએ પારકી નોકરી સ્વીકારી નસીબ વેચવા તેમને ના કહી હતી, તેથી તેમજ રાજમહેલના જીવનનો તેમને કંટાળો હોવાથી, રાજમહેલની નોકરીથી તેઓ દુર રહ્યા હતા

જામ વિભાજી એક અસામાન્ય પુરુષ હતા કઠોર પ્રકૃતિના જામ રણમલજી અને લાખાભાઇના બહેનના આ સંતાનમા અનેક પરસ્પર વિરોધી ગુણોનો સમાવેશ પ્રતીત થતો હતો વિભાજી એટલા ઉદાર હૃદયના હતા કે આજે પણ કાઠીઆવાડમા એમ મનાય છે કે સવારમા એમનું નામ ઉચ્ચારાય તો જરૂર કાંઈ લાભ થાયજ. બાલ્યાવસ્થાથીજ ખુશામતીયા અને હલકા નોકરોથી ઘેરાઇ ગયા ન હોત તો તેમનો ઇતિહાસ આજે સુવર્ણાક્ષરે લખાયો હોત જામ જશાજીના અમલની માફક વિભાજીના સમયમા પણ જામનગરમા ખવાસ વજીરો હતા પ્રથમ વજીર માવજી ખવાસ હતા. તેમના પછી નાનુભાઇ આવ્યા શાદુભાઇ જામ વિભાજીના હજુરી છોકરા તરીકે નોકરી કરતા અને ઘોડા પરખે રહીને દોરતા, તેમજ તેમની નામાંકિત થયેલી દારૂ ગાળવાની ભઠ્ઠી માટે લાકડા ભેગા કરતા આ ભઠ્ઠીમા અનેક વાજીકરણ ઔષધીવાળો એવો કિમતી ગુલાબનો દારૂ બનતો કે સસ્તી વસ્તુઓના એ જમાનામા પણ એક શીશાના રૂા ૨૦૦) પડતા. આ દારૂ બનાવવાની રીત નાનુભાઇ રૂપતે રૂપતે શીખી ગયા હતા વજીરાત પ્રાપ્ત

કરવામાં તેમને તે ઉપયોગી નીવડી હતી. રાઘુભાઇમાં સેવા ધર્મનો બહુ ઉત્તમ સદ્‌ગુણ હતો. ખવાસગીરીના કામમાં તેઓ ઘણાજ પ્રવીણ હતા. આ ગુણોએ તેમને વજીરપદે પ્હોંચાડવામાં મદદ કરી હતી.

રાજખટપટના કારણે રાઘુભાઇને રજા આપવામાં આવી. જામનગર છોડી તેમને બહાર જવું પડયું. ધ્રોલ દરબારે તેમનેં આશ્રય આપ્યો તેથી ત્યાં રહ્યા. તેમને એવું અભિમાન હતું કે "હું છ માસ ચાલે તેટલો દારૂ મુકીને આવ્યો છું. તે ખુટી રહેશે એટલે મને પાછો બોલાવ્યા શિવાય છુટકોજ નથી. કેમકે દારૂ બનાવવાની રીત મારા શિવાય કોઇને આવડતી નથી." પરંતુ માણુસના દુશ્મનો બહુધા ઘરનાજ હોય છે. રાઘુભાઇના પિત્રાઇ ભાઇ કરસનભાઇએ ચાલાકીથી એ રીત શીખી લીધી હતી. કેમકે રાઘુભાઇના હાથ નીચેજ તેઓ કામ કરતા હતા. કરસનભાઇ આ રીત જાણી ગયા છે તેનું રાઘુભાઇને ભાન ન હતું. રાઘુભાઇ વજીરપદે તો આવતા દૂર રહ્યા, પણ ગામમાં પણ આવવા પામ્યા નહિ.

એક બીજો ખવાસ કમો કરીને હતો, જે જામસાહેબને નવરાવનાર તરીકે કામ કરતો, અને જામસાહેબનો બાળ–સ્નેહી હતો. તે ઉચી રસમનો આદમી હતો, અને તેણે જામ સાહેબની પ્રીતિ છેવટ સુધી નીભાવી રાખી હતી. જામ વિભાજી અત્યંત ઉદાર દિલના હોવા છતા તેમણે કમાને આખી જીંદગીમા કાંઇ આપ્યુ ન હતું. કમો જામનગરની

ખાતામાં નોકર હતા. એટલે કુટુમ્બના સહુએ દાદભાને મેણું મારવા માંડ્યું કે "મેરૂજી તારાથી નાનો છે, છતાં નોકરીમાં દાખલ થઇ ગયો છે." પરંતુ નસીબ નહિ વેચવાનું અભિમાન જે દાદભામાં પ્રબળપણે વર્તતું હતું તે તેમને નોકરી સ્વીકારવામાં આડું આવતું હતું. પરંતુ ચોમેરથી કુટુંબનું દબાણ થતાં એક દિવસ દાદભાએ મી. ઓકોનરને મળવા જવા વિચાર કર્યો. તેઓ મી. ઓકોનરને તેમના બેડી બંગલે જઇને મળ્યા અને નોકરી સંબંધિ વાત કરી. મી. ઓકોનર એક એવા અધિકારીની રાહ જોઇ રહ્યા હતા કે જે રીકુટો મેળવી આપવામાં મદદરૂપ થાય. દાદભાએ એ સહુ કરી આપવાનું માથે લીધું. એટલે મી. ઓકોનરે દાદભાને પોતાની ઓફીસમાં એક બજે બોલાવ્યા. તે પહેલાં મી. મગનલાલ બાપુભાઇ જે જામનગરના દિવાન હતા તે મી. ઓકોનરને તેમની ઓફીસે મળવા આવેલા હતા. પોતાના બીજા કામકાજની સાથે જ્યારે મી. ઓકોનરે દાદભાની પોતાની સાથેની મુલાકાત સંબંધિ વાત કરી, અને દાદભા નોકરીમાં રહેવા ઇચ્છા દર્શાવે છે એમ કહ્યું ત્યારે મી. મગનલાલભાઇએ કહ્યું કે "ગમે તે શરતે દાદભાને નોકરીમાં રાખીજ લેશો. તે તમને દરેક રીતે બહુજ ઉપયોગી થશે એમ મારી ખાત્રી છે." દાદભાને મી. ઓકોનરે નોકરી સંબંધમાં ઓફર કરી તે દાદભાને પસંદ ન પડી. તેથી તેમણે કહ્યું કે "એટલા પગારે હું રહેવા ખુશી નથી. પણ તમારે કામ શું છે તે મને કહો." તે ઉપરથી

મી. ઓકોનરે રીક્રુટોની ભરતી કરવાનું કામ જે અત્યાર સુધી મુશ્કેલીમાં હતું તે પાર ઉતારવા માટે કહ્યું અને તે કામ માટે વાહન વિગેરેનો જોઈતો બંદોબસ્ત કરી આપી એક મહિનાની મુદત આપી. ચૌદજ દિવસમાં દાદભાએ જોઈતી સંખ્યા કરતાં બમણા રીક્રુટોની ભરતી કરી આપી અને દાખલ થવા માટે ઘણા લોકો આવવા લાગ્યા, એટલે તેના ઈન્સ્પેકશનનું કામ શરૂ થયું અને તેમને પસંદ કરી કરીને નોકરીમાં લેવા માંડયા. તે કામ પણ અમુક મુદતમાં પુરૂં થઇ ગયું. બીજું કાંઇ કામ એ સબંધિ રહ્યું નહિ, એટલે દાદભા પાસેથી પોલીસ ખાતાનું અમુક કામ મી. ઓકોનર લેવા લાગ્યા. તે વખતે જામનગરમાં એક કાવત્રું ઉભું થયું હતું. તેની અંદર દિવાન મી. મગન લાલભાઇ, મી. ઓકોનર વિગેરે આગેવાન માણસોના જાન લેવાની કાંઇ કોશિશ ચાલતી હતી. આ તજવીજ કરવાનું કામ મી. ઓકોનરે દાદભાને સોંપ્યું, જે દાદભાએ ઘણી સફળતાથી પાર ઉતાર્યું.

દાદભા મી. ઓકોનરને એક બંધ ટાંગામા બેસારીને શહેર બહાર આવેલા એક એકાંત બગીચામાં આવેલા નાના મકાનમાં લઇ ગયા, અને તે મકાનની મેડીમાં તેમને ગુપચુપ બેસાર્યા. એ મકાનની રચના એવી હતી કે તેના ઉપલા ભાગમાં જવા માટે સીડી વિગેરે કાંઇ સાધન ન હતું. પણ એક સાધારણ લાકડાની બાંધી રાખેલી નીસરણી દૂર છુપાવી રાખવામાં આવતી હતી. આ સર્વ બાબતની દાદભાને

પ્રથમથી ખબર હતી એટલે એના સાધનથી મી. ઓકોનરને ઉપલા ભાગમાં બેસાર્યા. નીચે બેસનારને ઉપરના ભાગમાં કોઇ હોવાની શંકા જાય તેમ ન હતું. નીસરણી દૂર કરીને દાદભા પણ મી. ઓકોનર સાથે મેડી ઉપર જઇને બેઠા.

થોડા વખતમાં કાવત્રાખોરો ભેગા થયા અને તેમણે અંદરોઅંદર પોતાની દુષ્ટ યોજના ચર્ચવા માંડી. તે પોલીસ અધિકારીએ જાતે સાંભળી, જે ઉપરથી તમામ કાવત્રું પકડાઇ ગયું.

આ કાવત્રું પકડવામાં દાદભા કેવી રીતે ફતેહમંદ થયા તે જાણવા સહુને ઇન્તેજારી થાય તે સ્વાભાવિક છે. દાદભા માટે એ કાર્ય સરળતાવાળું થઇ પડયું. તેમાં, નીચેની ઘટનાએ મુખ્ય ભાગ ભજવ્યો હતો.

દાદભાને પાસાની ચોપાટની રમત જોવાનો બહુ શોખ હતો. તેમના સસરા જાડેજા જેઠીજી પણ આ રમતમાં બહુ રસ ધરાવતા હતા. તેથી કયા કયા સ્થળોમાં આ રમત રમાતી તે બધાં દાદભા સારી રીતે જાણતા હતા. આવાં સ્થળો પૈકીનું એક મકાન કરસન સુતારનું હતું. કરસન સાધારણ સુતારી કામ નહોતો કરતો, પણ સારંગી, સતાર, સુંદરી વિગેરે વાદ્યયંત્રો બહુ કુશળતાપૂર્વક બનાવતો અને તેથી થોડી મહેનતે સારી કમાણી કરી શકતો. અને પોતાને ત્યાં પાસાની ચોપાટ રમવાનો અખાડો રાખતો. તેને ત્યાં એક દિવસ રમત જોવા જતાં ત્યાં એક સાધુ

આવેલો. તેની સાથે બીજાઓ અંદરો અંદર આ કાવત્રાની વાતો કરતા હતા. તેમાં ઉપરોક્ત બગીચાનો ઉલ્લેખ આવતો, જેનાથી દાદભા સારી રીતે પરિચિત હતા.

પોલીસ ખાતામાં નોકરીની શરૂઆત પછીના છ માસમાં દાદભાને છ વાર પ્રોમોશન ગળ્યાં હતાં. જે તેમની કાર્યકુશળતા, ઉત્સાહ, પ્રયત્નશીલતા અને સાહસિકતાનાં પ્રમાણરૂપ છે.

દાદભા એક સમર્થ, પ્રતાપી અને ધૈર્યવાન સૈનિક હતા. અત્યારે રાજા તરીકે પણ તેમનામાં ધૈર્યનો ગુણ વિલક્ષણરૂપે પ્રકાશી નીકળે છે. સત્તા સાથે સહનશીલતા એ સદ્‌ગુણસંયોગ ખરેખર બહુજ વિરલ છે.

એજ વર્ષમાં—સને ૧૮૯૨ માં દાદભાને ઘોડેસ્વારીનું શિક્ષણ મેળવવા પુને મોકલવામાં આવ્યા. તે વખતના મુંબઇના ગવર્નર સાહેબ લૉર્ડ હેરીસના પોલીટીકલ સેક્રેટરી સર વિલિયમ લી વૉર્નર ઉપર ફ્રોમ્સ સાહેબે ભલામણપત્ર લખ્યો હતો. સર વિલિયમનાં પુસ્તકો વિષે તથા રાજાઓ પ્રત્યેની તેમની રાજનીતિ વિષે ઘણી ટીકાઓ થાય છે, છતાં વ્યક્તિગત ગુણોના કારણે, એમના જેવી પ્રીતિ બીજા કોઇએ ભાગ્યેજ સંપાદન કરી હશે. સર વિલિયમે તે વખતના લીંબડી ઠાકોર સાહેબ સર જશવંતસિંહજી સાથે દાદભાની ઓળખાણ કરાવી. તે વખતે બલાળા ગામ સંબંધે લીંબડી ઠાકોર અને દાદભાના કુટુમ્બ વચ્ચે ખુબજ તકરાર ચાલતી હતી. લીંબડી રાજ્ય સાથે દાદભાના

કુટુમ્બને બલાળા ગામના ગરાશીયાઓ તરીકે એક વારસા સંબંધિ કેસ ચાલતો હતો. લીંબડી રાજ્યની દલીલ એ વારસો ન આપવા માટે એ પ્રકારની હતી કે "બલાળા ગામ તો તમને જીવાઇ તરીકે આપેલું છે, તેથી ભાયાત તરીકે તમને એ ગામમાં વારસાહક્ક ન મળી શકે." આ કારણથી તે વખતે લીંબડી નરેશને દાદભા અને તેમના કુટુમ્બ તરફ બહુ સદ્‌ભાવ ન હતો. આ કારણથી સર વિલિયમે દાદભા જોડે ઠાકોર સાહેબની ઓળખાણ કરાવી, છતાં ઠાકોર સાહેબે તેમાં બહુ મન ન આપ્યું. સર વિલિયમે આ પરિસ્થિતિ જોઇને ઠાકોર સાહેબને કહ્યું કે "ઉજ્જવળ ભાવી કારકીર્દીનું સૂચન આપનારા આવા ઉગતા યુવક તરફ આપે સદ્‌ભાવ રાખવો જોઇએ." ઠાકોર સાહેબે કહ્યું કે "એમનું આખું કુટુમ્બ બહુજ અભિમાની છે અને અમારી દરકારજ ક્યાં છે?" એથી સર વિલિયમે દાદભાને પુછ્યું કે "તમે ઠાકોર સાહેબ પાસે દરરોજ જાઓ છો કે નહિ?" (તે વખતે ઠાકોર સાહેબ જનાના સહિત પુનામાં બિરાજતા હતા). દાદભાએ કહ્યું કે "હું તો ઘણી ખુશીથી જાઉં, પણ મને મનમોહ આપતા નથી." છતાં પણ સર વિલિયમે દાદભાને ભલામણ કરી કે "તારે તો જવું જ. તારી ફરજ છે." તે ઉપરથી દાદભાએ ઠાકોર સાહેબ પાસે જવાનું શરૂ કર્યું. ઠાકોર સાહેબનો બંગલો વાનોડીમાં હતો અને દાદભાનો બંગલો ઘોડપડીમાં હતો. ત્યાંથી વખતોવખત જવા લાગ્યા.

છતાં પણ ઠાકોર સાહેબ તરફથી કોઇ પ્રકારનો આદર સત્કાર થતો નહિ. રાણા કેશરીસિંહ,કરીને ઠાકોર સાહેબના વજીર હતા તે દાદભા તરફ બહુ સદ્ભાવ દર્શાવતા, તેથી દાદભાએ વખતોવખત જવાનું શરૂ રાખ્યું હતું. એક દિવસ ઠાકોર સાહેબને કાળા ઘોડાની ચોકડી ખરીદ કરવાની હતી તોપખાનાના અમુક માણસો તે ઘોડા બતાવવા લાવ્યા હતા તે વખતે એ ઘોડાની અમુક જાતની ખામી દાદભાએ ઠાકોર સાહેબને બતાવી, જે પાછળથી બરોબર માલુમ પડી આવી. તે ઉપરથી ઠાકોર સાહેબ દાદભા સાથે વખતો-વખત વાત કરવા લાગ્યા, અને પોતાની સાથે ડ્રાઇવિંગમાં કોઇવાર લઇ જવા લાગ્યા. એક દિવસે પાર્વતી હિલ ઉપર બન્ને મહાદેવનાં દર્શને ગયા હતા. પ્રદક્ષિણા કરીને મહાદેવની પછવાડે એક બેઠક છે ત્યાં ઠાકોર સાહેબ બિરાજ્યા. દાદભાને પણ પાસે બેસવા આજ્ઞા કરી. દાદભાએ અરજ કરી કે “ હું તો આપની સામે ઉભો રહીશ. સામો ઉભો રહેવા દેવા જેટલી પણ આપ કૃપા રાખો તે પણ ઘણી છે. કેમકે આપ તો ભાયાત તરીકે અમને કબુલ રાખવાની પણ રાજસ્થાનિક કોર્ટમાં ના કહેવાના છો. તો પછી આપની પાસે બેસવાને હું કેવી રીતે લાયક રહી શકું ? ” તે ઉપરથી ઠાકોર સાહેબે ફરમાવ્યું કે “ મારે તમને ખરાબ કરવાની કોઇ રીતે ઇચ્છા નથી. પણ તમે મારી પાસે આવતા નથી અને એજન્સીનો આશ્રય સ્વીકારો છો. એટલે કેસ પુરતું ગમે તે વલણ લેવાનું રહ્યું. ”

તે પછી દાદભાએ અરજ કરી કે "આ વાત ખરેખરી આપના હૃદયની હોય તો આપશ્રી મહાદેવ સાનિધ્ય પધારી મને ખાત્રી આપો" ઠાકોર સાહેબ તરત ત્યાંથી પધાર્યા, અને ભગવાન મહાદેવ સમક્ષ ઉભા રહી કહ્યુ કે "મહાદેવની સાનિધ્યમા હુ તમને વચન આપુ છુ કે મારે કોઇ રીતે તમારા કુટુમ્બને ખરાબ કરવુ નથી આહીંથી વળીને તુ મારી પાસે આવજે, એટલે હુ નિકાલ કરી આપીશ"

આ પ્રસગથી દાદભાને પુનામા લશ્કરી શિક્ષણ મેળવવા માટે આવવાનુ ખરેખર સાર્થક થયુ તે પછી ઠાકોર સાહેબ સાથેનો પરિચય વધતો ચાલ્યો ઠાકોર સાહેબ થોડા વખત પછી લીંબડી પધાર્યા અને દાદભા પોતાનુ લશ્કરી કામકાજ કરવામા તલ્લીન થયા

આ તરફ જામનગરમા દાદભાના પિતાશ્રીને બલાળાના કામનું ઘરમેળે સમાધાન કરવા જરાય મરજી ન હતી તેમણે દાદભાને તાકીદ લખી કે કેસ એજન્સીમાજ ચાલવા દેવો અને કેસના ગુણદોષ ઉપરજ ફેસલો મેળવવો ઠાકોર સાહેબે દાદભાને લીંબડી આવવા આમત્રણ આપ્યુ અને દાદભા થોડા સમય પછી ત્યા ગયા

ઉપરના પ્રસગ પછી જોકે બલાળાના કેસનુ સમાધાન ત્રણ વર્ષ પછી આવ્યુ હતુ, છતા તે કારણે તેમના મૈત્રી ભાવમા વિક્ષેપ આવ્યો ન હતો એજન્સીમા છેવટનો ફેસલો મળવાનું કાર્ય દાદભાએ ચલાવ્યે રાખ્યુ હતુ.



THE LATE THAKORE SAHIB SIR JASWANT SINGH OF LIMBDI

કેમકે તેમને એમ લાગ્યા કરતું હતું કે એક લીંબડી ભાયાતે લીંબડી નરેશની પ્રતિષ્ઠાને નુકશાન થાય તેવું કાંઇ પણ નજ કરવું જોઇએ એ કેસની છેવટની શરતો ઠાકોર સાહેબ અને દાદભાએ ગોંડળ-મુકામે રૂબરૂ મળી નક્કી કરી અને એ નિર્ણય કરાર એજન્સીની કોર્ટમાં નોધાવ્યો.

દાદભાનો અભ્યુદય સદ્ગત ઠાકોર સાહેબ સર જશવંતસિંહજીની સાથે નિકટભાવે સંકળાએલ હોવાથી તેમના જીવનની અલ્પ રૂપરેખા આ સ્થળે આપીએ છીએ તેમનો જન્મ સને ૧૮૫૯ ના મે માસની ૨૩ મી તારીખે થયો હતો. ત્રણ વર્ષની વયે તેઓશ્રીના પિતા ઠાકોર સાહેબ ફત્તેસિંહજીનો સ્વર્ગવાસ થયો ૧૮૬૭ મા બ્રિટિશ સરકારે વહીવંટ હાથમા લીધો

તેમણે રાજકુમાર કોલેજમા કેળવણી લીધી હતી ૧૮૭૩-૭૪ ના વાર્ષિક વૃત્તાતમા નામદાર ગવર્નર સાહેબે એમના સંબંધે ઉલ્લેખ કર્યો હતો કે રાજકુમાર કોલેજના બધા વિદ્યાર્થીઓમા તેઓ સહુથી અધિક ઉજ્જવળ ભવિષ્યની આગાહી આપનારા હતા. કુમારાવસ્થામા તેઓશ્રી અનેક નામાંકિત પુરુષોના પરિચયમા આવેલા તે માહેના એક નામદાર સમ્રાટ એડવર્ડ સાતમા હતા, જેઓ તે વખતે પ્રિન્સ ઓફ વેલ્સ તરીકે ભારતવર્ષમા પધાર્યા હતા તેઓ નામદારે ઠાકોર સાહેબની યોગ્યતાની કદર રૂપે રૂપાનો ચાદ આપ્યો હતો અને મુલાકાતને અંતે કહ્યુ હતું કે એ યુવાન રાજકુમારને તેઓ નામદાર કદી ભૂલશે

નહિ. તે ઉપરાંત સદ્‌ગત ઠાકોર સાહેબ અર્લ ઓફ નોર્થબ્રુક, અર્લ ઓફ ડફરીન, માર્કિવસ ઓફ રિપન અને માર્કિવસ ઓફ લેન્સડાઉનના પરિચયમાં આવ્યા હતા.

વિલાયતની મુસાફરી કરવામાં, રાજકર્તાઓમાં લીંબડી ઠાકોર સાહેબ પહેલાજ હતા. કેમકે તે વખતે સમુદ્રનું ઉલ્લંઘન કરી પ્રવાસ કરવાની હિંમત બહુ થોડા રાજવીઓ કરતા, સને ૧૮૭૩ ના એપ્રીલ માસમાં, રાજકુમાર કોલેજના જૂના પ્રીન્સીપાલ મહાન હૃદયવાળા મી. મેકનોટન સાહેબ સાથે તેઓ વિદાય થયા.

ઇંગ્લાંડમાં તેઓશ્રીને જર્મન મહારાણી સાથે મુલાકાત થઇ હતી અને લોર્ડ અને લેડી સાલ્સબરી તેમજ અંગ્રેજ સમાજના સારભૂત ગણાતા ગૃહસ્થોના સમાગમમાં તેઓશ્રી આવ્યા હતા.

સને ૧૮૮૪ માં તે વખતના મુંબઇના નામદાર ગવર્નર સર જેમ્સ ફરગ્યુસન સાહેબ જેઓ નામદાર ઠાકોર સાહેબને મહાબળેશ્વરમાં ૧૮૮૧ ના ઉનાળામાં મળ્યા હતા, તેમણે ઠાકોર સાહેબને મુંબઇની ધારાસભાના સભ્ય થવાનું આમંત્રણ આપ્યું. આ સન્માન તે સમયે ઘણું વિરલ અને માનપ્રદ ગણાતું હતું.

સર જેમ્સ ફરગ્યુસનનો પત્ર નીચે પ્રમાણે હતો.

તા. ૧૦ જુન સને ૧૮૮૪

મ્હારા વ્હાલા મિત્ર,

તા. ૧૭ ના રોજ પાનગાડામાં એક જગ્યા ખાલી

પડે છે. મને લાગે છે કે એ જગ્યા સ્વીકારવા આપને વાધો નથી. તેની મુદત સામાન્યતઃ બે વર્ષની હોય છે.

આ જગ્યા આપને આપવામાં મારો પ્રેરક હેતુ એ છે કે, તમારી શક્તિ, યોગ્યતા અને રાજ–કાર્યદક્ષતાની મને માહિતી છે અને તેને જાહેર રીતે સન્માનવા મારી ઇચ્છા છે. વ્યક્તિગતરૂપે પણ આ રીતે આપના સંબંધમાં આવવાનું મને રૂચિપ્રદ થશે. ધારાસભાની મીટિંગો વારંવાર થતી નથી. અને સભાની મુદત નક્કી કરવામા માનવંતા સભ્યોની સગવડ લક્ષ્યમા રાખવા મારો નિયમ છે. એથી હુ આશા રાખુંછું કે આ પદવી સ્વીકારવાનું આપને અનુકુળ થશે

આપનો સહૃદય સ્નેહી,

(સહી) જેમ્સ ફરગ્યુસન

ઠાકોર સાહેબે એ માગણીનો સ્વીકાર કર્યો અને નિયમ પ્રમાણે બે વર્ષ સુધી ધારાસભાના સભ્ય રહ્યા. એ મુદત પૂર્ણ થતા લોર્ડ રેએ તેઓશ્રીને નીચે પ્રમાણે પત્ર લખ્યો.

“ મ્હારા વ્હાલા મિત્ર,

ધારાસભાના સભ્ય તરીકેની નિયત મુદતનો અત આવેલો છે એમ લખતા મને બહુ દિલગીરી થાય છે. આપની સેવાનો લાભ સરકારને મળતો હવે બધ થશે અને વિશેષમા મને એટલુ કહેવા દો કે કાઠીઆવાડના આપ એક યોગ્યતમ પ્રતિનિધિ હતા ધારાસભામા નિમણુકો

કરવાનું કાર્ય ઘણુ કઠિન છે. અને મારા આ શબ્દોને આપ એક પોકલ સન્માન તરીકે નહિ ગણુતા કે આપે જે સ્થાન યોગ્યતાપૂર્વક શોભાવ્યું હતું તે સ્થાનમા આપની સેવાઓ ચાલુ નહિ રાખવા માટે મને ઉંડો શોક થાય છે. કેમકે બીજાના હુકો પણ મારે સંભાળવાના હોય છે. મારે કહેવાની જરૂર નથી કે ઇલાકાના અગર કાઠીઆવાડને લગતી બાબતો ઉપર આપનો અભિપ્રાય જાણુવા હમેશા મને બહુ આનંદ ગ્રેહેશે

ગણેશખીંડ — આપનો સહ્રદય સ્નેહી,

૨૧ જુન ૧૮૮૬ — (સહી) રે.

મહારાણી વિકટોરીઆની જ્યુબિલી પ્રસંગે કાઠીઆવાડના રાજકર્તાઓના પ્રતિનિધિ તરીકે સર જસવતસિંહજીને ચુંટાયાનુ માન મળ્યું હતું, અને તે રાજકર્તાઓ તરફથી વફાદારી ભરેલા અભિનંદનનું માનપત્ર તા ૩૦ જુન ૧૮૮૭ ના રોજ નામદાર મહારાણીશ્રીને આપવામાં આવ્યુ હતું મહારાણી વિકટોરીઆએ નામદાર ઠાકોર સાહેબને ખાસ મુલાકાતનું માન આપ્યું હતું. અને હિંદુસ્તાનની પ્રજા, અને ખાસ કરીને કાઠીઆવાડની પ્રજાના કલ્યાણ સંબંધિ પુછપરછ કર્યા પછી કે. સી. આઇ ઈ. નો ચાંદ સ્વહસ્તે અર્પણ કર્યો. અને પોતાની સહીવાળો એક ફોટોગ્રાફ પણ આપ્યો, જે વર્તમાન નામદાર ઠાકોર સાહેબ એક કિંમતી સ્મારક તરીકે સાચવી રાખે છે

ઇંગ્લાંડમાંથી નામદાર ઠાકોર સાહેબ સ્કોટલેન્ડમા અને

ત્યાંથી આયરલાન્ડ પધાર્યા. ઇંગ્લાંડની સફર પુરી થયા પછી કેનેડા પધાર્યા, જ્યાં માર્કિવસ ઓફ લેન્સડાઉને તેમનું ઘણું સન્માન કર્યું, અને એ સંસ્થાનના લગભગ સર્વ મંત્રીઓએ નામદાર ઠાકોર સાહેબની બરદાસ્ત કરી.

કેનેડાથી તેઓ નામદાર યુનાઇટેડ સ્ટેટસમાં પધાર્યા. ત્યાં મુસાફરી કરનાર હિંદી રાજકર્તાઓમાં તેઓશ્રી પ્રથમ હતા. ત્યાં તેઓશ્રીએ વૉશીંગટનમાં પ્રેસીડન્ટ મી. કલીવલેન્ડની મુલાકાત લીધી, અને સર્વ અગત્યના સ્થાનો નીહાળ્યાં. ન્યુયોર્ક, બોસ્ટન, નાયગરાનો ધોધ, ચીકાગો, યલો સ્ટોન પાર્ક, પોર્ટલેન્ડ અને ફ્રાનસીસકો સુધીના બધાં જોવા લાયક સ્થળોની મુલાકાત લીધી.

ત્યાંના એક ન્યુસપેપર ન્યુયોર્ક હેરલ્ડે લખ્યું હતું કેઃ—
"જશવંતસિંહજી લગભગ ૨૮ વર્ષના એક યુવાન પુરુષ છે. અને પૌરસ્ત્ય દેશ કે જે પોતાના રાજકર્તાઓ ઉપર મોતી અને સુવર્ણનો છુટે હાથે વરસાદ વરસાવે છે એ દેશના એક સરસ પ્રતિનિધિ છે."

"એમનું વર્તન સરળ અને માયાભરેલું છે. એમની વાતચીત ઉપરથી પ્રતીત થાય છે કે તેઓ અંગ્રેજી ભાષામાં અત્યંત પ્રવિણ અને સરસ વકતા છે. જે દેશમાં અંગ્રેજી એ માતૃ–ભાષા નથી ત્યાં જન્મેલા માણસોમાં જે અચકાતા ઉચ્ચાર જોવામાં આવે છે તેવું એમનામાં નથી."

તેઓ નામદારને ચાર રાણીઓ હતી. પરંતુ કંઇ સંતાન ન હતું. આ શાણા વિચારશીલ રાજવીએ પોતાના

વારસદાર તરીકે કોઇ નાની વયના બાળકને પસંદ ન કરતાં, રાજ્ય વહીવટની ધુરા પોતાના શીરે ઉચકી શકે એવા સમર્થ પુરુષને પસંદ કર્યા. આ પુરુષ તે દાદભા હતા.

રાણીઓ, કે જે દાદભા પ્રત્યેનો ઠાકોર સાહેબનો સદ્‌ભાવ જાણતી હતી, તેમણે પ્રથમ દાદભાના કુમારશ્રી દિગ્વિજયસિંહજીને દત્તક લેવાની સુચના કરી હતી. પરંતુ ઠાકોર સાહેબને તે વિચાર મુદ્દલ પસંદ ન હતો, અને તેમ કરવા તેમણે ના પાડવાથી દત્તક લેવાનું કામ રહી ગયું. તેઓ નામદાર એમ કહેતા કે "મારે બાળક કુમારને દત્તક લેવા મરજી નથી, પરંતુ એવા ઉમર લાયક પુરુષને લેવા માગું છું કે જેના ચારિત્ર્ય વિષે મને સંપૂર્ણ ખાત્રી થઇ છે."

પોતાના માટે ઠાકોર સાહેબનો શું વિચાર હતો, અને ભવિષ્યમાં પોતાના પ્રારબ્ધમાં કેવું ઉચ્ચ સ્થાન નિર્માયું હતું તે ખબર દાદભાને પછીથી પડી.

---

## પ્રકરણ ત્રીજું.

સને ૧૮૯૨માં મુંબઇના ગવર્નર સાહેબ લોર્ડ હેરીસે જામનગરની મુલાકાત લીધી. દરીયામાં તોફાનના કારણથી તેમની આગબોટ આવવામાં વિલંબ થયો હતો. કેપ્ટન ફોર્બ્સ, મી. મેકલારેન, તથા કમાન્ડન્ટ દાદભા, એ ત્રણના બનેલા ડેપ્યુટેશને નામદાર ગવર્નર સાહેબની સ્ટીમર ઉપર મુલાકાત લીધી.

આવા અગત્યના ડેપ્યુટેશનમાં દાદભાને સ્થાન મળવાથી જામ વિભાજીના દરબારીઓ પૈકી કેટલાકના મનમાં ચિંતા અને અદેખાઇ ઉત્પન્ન થઇ. કોઇ નવા માણસની પ્રબળતા થતી રોકવામાંજ આ ખુશામતખોરોના નિભાવનો આધાર હતો. પોતાના જાહેર ભાષણમાં નામદાર ગવર્નર સાહેબે દાદભા સંબંધી ખાસ ઉલ્લેખ કર્યો, તેથી તેમની ભીતિ એકદમ વધી પડી. જામ સાહેબને એટલે સુધી કહેવામાં આવેલ કે ગવર્નર સાહેબના ભાષણમાં દાદભા માટે ઉલ્લેખ કરવામાં આવ્યો તેનું કારણ એ હતું કે સ્ટીમર ઉપર લેવા ગયા ત્યારે દાદભાએ એમ થવા માટે ગવર્નરસાહેબને વિનતિ કરી હતી. આ વાત હસવા સરખી છે. પણ તે સમયની રાજ્યદ્વારી પરિસ્થિતિઓમાં આવી ગપો ફેલાવવી એ તદન સ્વાભાવિક હતું.

નામદાર જામ સાહેબ આવી મુર્ખતાભરી વાતો માની લે તેવા ન હતા. તેમણે દાદભાને રાજ્ય દરબારના સર્વ પ્રસંગોમાં હાજર રહેવા ફરમાવ્યું. ખાણાના જલસાઓમાં દાદભાને જામ સાહેબની પાસે બેસવાનું માન મળતું અને જ્યારે કોઇ અંગ્રેજ મીજબાન આવે ત્યારે દુભાષિયાનું (interpreter) કામ તેમને કરવું પડતું. દરબારી દુભાષિયા જે એક પારસી ગૃહસ્થ હતા તેમને આથી ઘણી નિરાશા ઉપજી. તે ગૃહસ્થને ખાસ કરીને નિરાશાનું કારણ તો એથી ઉપજ્યું કે જામ સાહેબે સ્પષ્ટ રીતે એવો અભિપ્રાય ઉચ્ચાર્યો હતો કે દુભાષિયા તરીકે તેમનો ભત્રિજો દાદભા વધુ ઉપયોગી સિદ્ધ થયો હતો. અને જૂના રીતરીવાજના પ્રસંગોમાં તો દાદભા સવિશેષ મીલનસાર હતા.

જામ સાહેબને ચાર મુસલમાન સ્ત્રીઓ હતી. તે ચારે સ્ત્રીઓ સગી બ્હેનો હતી. બ્રિટિશ સરકારે તેમને રાણીઓ તરીકે કબુલ રાખી હોવી જોઇએ. કેમકે તે ચારમાંથી બે રાણીઓને પુત્ર થયા હતા અને તે બન્ને વારસ તરીકે કબુલ રખાયા હતા અને તેમાંથી એકતો વસ્તુતઃ જામ સાહેબ તરીકે ગાદીએ આવ્યા હતા. મોટાં રાણીના પુત્રનું નામ કુમારશ્રી ભીમસિંહજી ઉર્ફે કાળુભા હતું. તેમનો ગાદીનો હક્ક નામદાર બ્રિટિશ સરકારે તેમજ કાઠીઆવાડ અને રજપુતાનાના રાજકર્તાઓએ સ્વીકાર્યો હતો. પરંતુ ભીમસિંહજીએ પોતાના અયોગ્ય વર્તનથી જામ સાહેબને નારાજ કર્યા. એમને સુધારવાના છેવટના ઉપાય તરીકે

કેપ્ટન ટેટ જેઓ પાછળથી કચ્છના પોલીટીકલ એજન્ટ થયા હતા તેમના રક્ષણ નીચે તેમને હિંદુસ્થાનના પ્રવાસે મોકલવામાં આવ્યા. પણ તેણે પોતાની હલકી ટેવો સુધારી નહિ. તેથી તેમના પિતાએ તેમને વારસામાંથી ખાતલ કર્યા. ભીમસિંહજી મૃત્યુ પર્યંત અહમદનગરમાં રાજકેદી તરીકે રહ્યા હતા.

બીજા વારસોમાં સીધી લીટીમાં એક ભીમસિંહજીના પુત્ર લખુભા હતા અને બીજા વારસ બીજી રાણીથી થયેલા કુમાર જસાજી હતા. જસાજીનો જન્મ પછવાડેથી થયો હતો, અને તેમના જન્મ પહેલાં એક દત્તક પુત્ર લેવાયો હતો. જામ સાહેબની ઇચ્છા ભીમસિંહજીના પુત્ર અગર દત્તક પુત્રને ગાદી ન આપતાં જસાજીને આપવાની હતી. આ સંયોગોમાં દરબારીઓને ખટપટની એક તક મળી ગઇ. તેમણે જામસાહેબને ખાનગીમાં એમ સમજાવ્યું કે તેમનો ભત્રિજો દાદભા લખુભાના હક્ક માટે પ્રયાસ કરે છે. જામ વિભાજીએ એ વાત સાચી માની લીધી. અને તેમના ઉપર નારાજ રહેવા લાગ્યા. તેમ થવામાં પ્રાઇવેટ સેક્રેટરી ફ્રામજી સોરાબજી કચ્છવાળા વિગેરેની ખાસ ખટપટ હતી. કેમકે ખાણા વિગેરેના પ્રસંગોમાં દુભાષિયાનું કામ જે પ્રાઇવેટ સેક્રેટરીનું હતું તે કામ દાદભા પાસેથી મહારાજા જામ સાહેબ લેતા હતા. તેમ છતાં આ ઘટના દાદભાની સૈનિક તરીકેની કારકીર્દીના અભ્યુદય માટે આવકારદાયક હતી.

જામ સાહેબના વલણમાં આ પ્રકારનો ફેરફાર જોઇને

દાદભાએ રાજીનામું આપવા ધારેલું. પરંતુ જામ સાહેબે રાજવૈદ્ય મણિશંકર ભટ સાથે ખાનગીમાં કહેવડાવ્યું કે જામસાહેબના આ પગલાંથી દાદભાએ એમ માનવાનું નથી કે જામસાહેબના તેમના પ્રત્યેના પ્રેમમાં કાંઇ ન્યુનતા હતી. પરંતુ એક પોલીસી તરીકે તેમને એ પ્રમાણે કરવું પડેલ છે. દાદભાએ એ ખુલાસો માન્ય રાખ્યો અને તે બરોબર હતો.

દાદભાએ હવે સૈનિક તરીકેની પોતાની ખીલવણી પુર ઉત્સાહથી કરવી શરૂ કરી. પુના અને સીરૂર વચ્ચે કવાયત અને લશ્કરી વ્યૂહ રચનાનું કામ છ માસ પર્યંત ચાલ્યું. તે વખતે હિંદુસ્થાનમાં ત્રણ કમાન્ડર્સ-ઇન-ચીફ હતા. જનરલ રોબર્ટ્સ કલકત્તામાં, સર જ્યોર્જ ગ્રીન્ઝ મુંબઇમાં અને એક મદ્રાસમાં રહેતા.

જનરલ રોબર્ટ્સના પછી તેમની જગ્યાએ સર જ્યોર્જ વ્હાઇટની નિમણુક થઇ તેના પરિણામે સર જ્યોર્જ ગ્રીન્ઝે રાજીનામું આપ્યું. કેમકે તેમને એમ લાગ્યું કે કલકત્તાની ખાલી પડેલી જગ્યાએ કુદરતી રીતે મુંબઇના કમાન્ડર-ઇન-ચીફની નિમણુક થવી જોઇએ. આ ગુંચવણનું પરિણામ એ આવ્યું કે હિંદુસ્થાનમાં ત્રણ સેનાધિપતિની જગ્યાઓ કમી કરી આખા હિંદુસ્થાન માટે એકજ સેનાધિપતિ રાખવા ઠરાવ થયો, અને થોડા સમય પછી લોર્ડ કીચનર એ જગ્યાએ આવ્યા.

સને ૧૮૯૨ માં પુના જતી વખતે દાદભાને પહેલવહેલીવાર મી૦ ફિટ્ઝીરાલ્ડ સાહેબની મુલાકાતનો પ્રસંગ

આવ્યો. દાદભાની ભવિષ્યની કારકીર્દીમાં મી૦ ફિટ્ઝીરાલ્ડે મોટો ભાગ ભજવ્યો છે. તે વખતે મી. ફિટ્ઝીરાલ્ડ વઢવાણમાં માત્ર પ્રાંત સાહેબ હતા, અને આ વખતે એકજ ડબામાં તેઓ મુસાફરી કરતા હતા.

મી. ફિટ્ઝીરાલ્ડ એક અદ્દભુત પ્રકારના માણુસ હતા. દાદભા અને તેમની વચ્ચેની મિત્રતા એક રમુજી પ્રસંગમાંથી ઉત્પન્ન થઇ. વડોદરાના નામદાર ગાયકવાડ સરકાર પહેલીજ વાર વિલાયતની સફર કરીને હિંદુસ્થાન પધારતા હતા. અને તે પ્રસંગ માટે વડોદરાથી બે ખાસ ડબા જોડવામાં આવ્યા હતા. છતાં ત્યાંના બે અધિકારીઓ માટે રેલવેમાં જગ્યા માટે તુટો રહ્યો.

મી૦ ફિટ્ઝીરાલ્ડે સિંહ–ગર્જના જેવી બુમ પાડી દાદભાને કહ્યું કે–" તેમને આપણા ડબામાં પેસવા ન દેશો. તમે કાંઇ ન બોલતા, ચુપ રહેજો. હું તેમને કહીશ કે આ ( દાદભા ) અમારા રાજા સાહેબ છે. અને હું તેમનો સેક્રેટરી છું. અમારા રાજા સાહેબ બહુ કડક સ્વભાવના છે, તેથી આ ડબામાં બીજા કોઇને બેસવા નહી દઉ".

પરંતુ આ ટ્રેનનો ગાર્ડ કે જે પહેલાં મી. ફિટ્ઝીરાલ્ડ સાહેબ પાસે કારકુન હતો, તેમણે દાદભા પાસે આવીને કહ્યું કે સાહેબને હું કંઇ કહી શકતો નથી. પણ આ દમદાટી હું જાણું છું. માટે આપ કૃપા કરી સાહેબને સમજાવો અને આ બે જણાને તમારા ડબામાં બેસવા દ્યો."

દાદભાએ તેમ કરવા મિ. ફિટ્ઝીરાલ્ડને સમજાવ્યા, અને

આગી રીતે વાટાઘાટ પછી તેમને ડબામા દાખલ કરવા નારાજી પૂર્વક હા કહી

મી ફિટ્ઝીગરલ્ડ જેઓ જીભના બહુ કડક હતા, પણ હૃદયના કોમળ હતા તેઓ ચડભડ્યા કે-" ધ્યાન રાખજો, તેમની સાથે જરા પણ વાતચીત ન કરશો "

દાદભાએ હસીને તે વાત કબુલ રાખી તે દિવસથી બન્ને વચ્ચે મૈત્રી થઇ અને અવારનવાર સબધમા આવતા તે પછી મી ફિટ્ઝીરાલ્ડ કાઠીઆવાડમા એજન્ટ ટુ ધી ગવર્નરના હોદ્દા ઉપર આવેલા, તે વખતે તેમની વચ્ચે મતભેદ પડેલો, પણ પછીથી તેઓ વચ્ચે સવિશેષ ગાઢ મૈત્રી થઇ

સને ૧૮૯૪મા કેપ્ટન ડોકસ, પાછળથી જનરલ સર એચ વી ડોકસ, બદુક વિદ્યાની તપાસણી માટે જામનગર આ યા હતા તેઓ દાદભાને મળ્યા તેમને લાગ્યુ કે ઇમ્પીરીયલ સર્વીસ ટ્રુપ્સ માટે મીરતમા તેમનાજ અધ્યક્ષ પણા નીચે મસ્કેટ્રી ( બદુકનુ શિક્ષણ ) નો વર્ગ ખોલવામા આ યો છે તેમા દાખલ થઇ દાદભા એ અભ્યાસક્રમ પુરો કરે તો ઠીક એમ થાય તો દાદભાને પોતાને તેમજ જામનગર ઇમ્પીરીયલ લેન્સર્સને પણ લાભ થાય તેથી દાદભા બીજે વર્ષે મીરત ગયા અને આખા હિંદુસ્થાનના ઇમ્પીરીયલ ટ્રુપ્સમા પહેલા નબરે પસાર થઇ ખ્યાતિ મેળવી લોર્ડ એલ્ગીને ભરેલા દરબારમા, દાદભાને મીરત મસ્કેટ્રી ક્લાસના પ્રતિનિધિ અમલદાર તરીકે જવાનુ સન્માન

આહીથી પ્રાપ્ત થયુ સરહદના રાજ્યકર્તાઓની સગવડ ખાતર આ દરબાર લાહોરમા ભરવામા આ યો હતો

મીરતમા અભ્યાસ દરમ્યાન હિંદુઓના અતિ પવિત્ર સ્થળ હરદ્વારમા યાત્રા કરવાનો દાદભાએ નિશ્ચય કર્યો આ યાત્રામા તેમની સાથે હૈદ્રાબાદના સરદાર પ્રેમસિંહ, જે અત્યારના નાભાના મહારાણીશ્રીના પિતા થાય છે અને જેઓ ઘણા ઉચ્ચ કોટીના ખાનદાન જાગીરદાર છે, તેઓ હતા હરદ્વારમા હરની પેઢી પાસે એક રમુજી બનાવ બન્યો

હરની પેઢીમા ગ ગા કિનારે આવેલી ધર્મશાળામા ખાસ કોઠો છે તેમા તે બન્ને મિત્રો ઉતર્યા હરદ્વારના ગોરે તેમને ચેતવણી આપી હતી કે આડી વાદરનો ઘણો ત્રાસ છે, તેથી બારી બારણા બ ધ રાખજો નહિતર સર સામાન સચવાશે નહિ

દાદભા અને પ્રેમસિંહ કપ ! બદલી, બારી બારણા બરોબર બ ધ કરી સ્નાન કરવા ગયા કમનસિબે ઓરડાની એક નાની બારી વાસવી ભૂલી ગયા, અને દાદભા ગ ગામા સ્નાન કરવામા રોકાયા હતા તે વખતે એક વાદરો ઓરડામા પેસી તેમનુ એકનુ એક સુરવાળ ઉપાડી ગયો દાદભાની તે વખતની મુઝવણ, અને વાદરા પાસેથી તે સુરવાળ મુકાવવાનો તેમનો પ્રયત્ન વાચક પોતેજ કલ્પી લેશે સુરવાળ સહીત વાદરાને જ્યારે દાદભાએ જોયો, ત્યારે તેને દાળીયા નાખી સુરવાળ મુકાવવા ઘણો પ્રયત્ન કર્યો પણ વાદરો સુરવાળને બરોબર પકડી રાખી

ઢાળીયા ખાઇ ગયો. અને છેવટે બધું પતી ગયા પછી શાંતિપૂર્વક, દાદભાની નારાજીભરી દ્રષ્ટિ સામે તે સુરવાળના ચીરા કરી નાખ્યા. અને દાદભાએ તે પાછો મેળવવાની બધી આશા ત્યજી દીધી હરદ્વારથી મીરત સુધી દાદભાને ધોતીભેર આવવુ પડયુ. પણ એટલું સારૂં થયું કે મુસાફરી રાતની હતી તેથી તે કોઇની દ્રષ્ટિએ ન આવ્યુ. એ જગ્યાએ, ભલે સાધારણ પણ કોઇ અંગ્રેજ હોત તો તેને કેવું લાગત તે કલ્પના કરી જોવા જેવી બાબત છે એ સંયોગોમા એ પવિત્ર ગણાતા વાનર માટે મૃત્યુ સિવાય બીજો માર્ગ ન હોત. સાધારણ રીતે હરની પેઠી જે પવિત્ર સ્મૃતિરૂપે દાદભાના મનમા જોડાએલી રહેત, તે આ વાદરાના મુર્ખતાભર્યા તોફાન સાથે જોડાયેલી રહી.

દાદભા તે પછી જામનગરમા આવ્યા તેમના લેન્સર્સની બાહોશીની ખ્યાતિ બહુ ઝડપથી વધતી ચાલી અને જ્યારે મહારાણી વિકટોરીયાએ જામનગરને તે માટે અભિનંદન આપ્યું, તે વખતે જગતને દાદભાની કાર્ય–શક્તિનો પરિચય થયો જામસાહેબે મહારાણીનો આવેલો પત્ર કેપ્ટન ફોર્બ્સને મોકલી જણાવ્યુ કે આ માટેનુ માન ફોર્બ્સ સાહેબને ઘટે છે પણ કેપ્ટન ફોર્બ્સ એવા ઉત્તમ પ્રકૃતિના સાચા સૈનિક હતા કે જે માટેનુ માન પોતાને ઘટતુ ન હતું તે પોતે લેવા ના પાડી, અને પ્રતિઉત્તર લખી મોકલ્યો કે " એ બધુ માન કમાન્ડર દાદભાને ઘટે છે "

તે પછી એક બીજું પણ મોટુ સન્માન પ્રાપ્ત કરવા

દાદભા ભાગ્યવાન થયા. અશ્વ-વિદ્યાનું ઉચ્ચ શિક્ષણ મેળવવા માટે આખા કાઠીઆવાડમાંથી બે જણની પસંદગી થઈ. તેમાંના એક દાદભા હતા. આ પ્રસંગ સને ૧૮૯૬ માં બન્યો. તેઓ પાંચમી રોયલ આઈરીશ લેન્સર્સ, જે વખતે મથુરામાં હતી, તેમાં જોડાયા. દાદભા-દૌલતસિંહ જામનગર તરફથી, અને કુમારશ્રી દાનસિંહજી ભાવનગર તરફથી.

આ બે તરૂણ રજપુત સૈનિકો ઉપર કર્નલ ચીઝમ, જેઓ ફીફથ આઈરીશ લેન્સર્સના સેનાધિપતિ હતા, તેમનો કેવો સુંદર પ્રભાવ પડયો તેનું વર્ણન શબ્દથી થઇ શકે તેમ નથી. કર્નલ ચીઝમ, બ્રિટિશ ખાનદાનીના એક સર્વોત્તમ નમુનારૂપ હતા. હિંદુસ્થાનમાં બ્રિટિશ સામ્રાજ્યના જેમણે સાચા પાયા નાખ્યા છે તે પ્રકારના એ ગૃહસ્થ હતા.

શરૂઆતથીજ તે બન્ને હિન્દી સૈનિક અમલદારો તરફ બ્રિટીશ અધિકારીઓ પ્રત્યે રખાય તેવું વર્તન રાખવામાં આવ્યું હતું. એમને અંગ્રેજી ટેન્ટ કલબના સભ્ય બનાવવામાં આવ્યા હતા, જે ઘટના તે જમાનામાં મોટી વાત હતી. કારણ કે આજે પણ મુંબઇની યાટ કલબના દ્વારો હિંદીઓ તરફ બંધ રાખવામાં આવ્યાં છે, જો કે તે કલબનું અસ્તિત્વ એક હિંદીને આભારી છે.

કર્નલ ચીઝમને દાદભા પ્રત્યે અત્યંત સદ્ભાવ હતો અને તેમના માટે પોતાના દફતરમાં નોંધ લીધી હતી કે "દાદભા એક ઉત્તમોત્તમ સૈનિક છે." એક સૈનિક બીજા બંધુ સૈનિકને જે શ્રેષ્ટતમ સન્માન આપી શકે તે આ

બે શબ્દોમાં સમાઇ જાય છે.

તે પછી દાદભા જામનગરમાં આવ્યા. તેમના કાકા જામસાહેબ સને ૧૮૯૫ માં માર્ચ માસમાં સ્વર્ગસ્થ થયા અને તેમના પુત્ર જામજસાજી ગાદીએ આવ્યા. તેમની સગીર વયના કારણે, કર્નલ કેનેડી સાહેબના ઉપરીપણા નીચે સગીર વહીવટ થયો. તે પછીના વર્ષમાં દાદભાના સહુથી મોટા કુમાર લીંબડીના વર્તમાન યુવરાજ સાહેબશ્રી દિગ્વિજયસિંહજીનો જન્મ તા. ૧૦ એપ્રીલના રોજ થયો.

સને ૧૮૯૬ માં દાદભાએ, પોતાના બધા ઇમ્પીરીયલ લેન્સર્સ સહિત ડીસા મુકામે જનરલ હૅાગ સાહેબ તરફથી થતી લશ્કરી વ્યુહ–રચનામાં ભાગ લીધો. આ વ્યુહ–રચનામાં ભાવનગર અને જુનાગઢ સ્ટેટાએ પણ ભાગ લીધો હતો. જનરલ હૅાગ સાહેબે દાદભા સંબંધમાં ભારે પ્રશંસાભરી નોંધ લીધી હતી અને કર્નલ કેનેડી ઉપર તેમણે ઘણા સરસ શબ્દોમાં એક પત્ર લખ્યો હતો, જે પત્રનો હવાલો ટાંકી કેનેડી સાહેબે દાદભાને એક લાંબો અભિનંદન પત્ર લખ્યો હતો. તે પત્રમાં લખ્યું હતું કે "You took the cake." આ શબ્દોનો અર્થ દાદભા તે વખતે સમજી શકયા ન હતા તેથી તે પત્ર લઇને દાદભા કેનેડી સાહેબ પાસે તેનો અર્થ સમજવા ગયા. કેનેડી સાહેબે તેનો અર્થ સમજાવ્યો. તેથી દાદભાને ઘણો આનંદ અને સંતોષ થયો. એ પત્રમાં કેનેડી સાહેબે એવા ભાવનું લખ્યું હતું કે જનરલ હૅાગ બહુ કડક માણસ છે અને તેઓ

સ્હેજમાં કોઇ માટે પ્રશંસાનો શબ્દ ઉચ્ચારે તેવા નથી.

અને ૧૮૯૭ માં દાદભા, પોરબંદરના સદ્‌ગત રાણા સાહેબશ્રી ભાવસિંહજીના પરિચયમાં આવ્યા. આ પ્રસંગ બરડા ડુંગર ઉપર આવેલા કિલેશ્વર, જ્યાં પોરબંદર અને જામનગરની સરહદો ભેગી થાય છે ત્યાં બન્યો હતો. અત્યારે બરડાના ડુંગરનો પાકો રસ્તો અને બંગલો છે. તે વખતે ફક્ત નાની કેડી હતી. અને ઘણીવાર ઘોડાથી મુસાફરી પણ અશક્ય હતી. શિકાર માટે તે સ્થળ ઘણું અનુકુળ મનાતું, અને દાદભા ત્યાં ઘણા પ્રસંગે કેનેડી સાહેબ સાથે જતા.

એક વખતે, એક મોટો શિકાર કર્યા પછી દાદભા પાછળ રોકાયા. પોરબંદરના રાણા સાહેબ પણ તેમની હદમાં એક શિકાર પછવાડે હતા. જામનગર અને પોરબંદરની સરહદોનું ત્યા સંધિ–સ્થાન હોવાથી આજે પણ જો શિકાર એક હદમાથી બીજી હદમાં ચાલ્યો જાય અને પોતાની હદમાંથી વટીને શિકાર કરવામા આવે તો કચવાટ ઉભો થાય છે.

રાણા સાહેબ ભાવસિંહજી દાદભાને મળવાને બહુ ઉત્સુક હતા. અને જામનગરની હદમા દાદભા શિકાર કરે છે તેમ જાણ્યાથી તેમને પોતા પાસે તેડાવ્યા. તે વખતે જામનગર ઇમ્પીરીયલ લેન્સર્સની પ્રશંસા આખા કાઠીઆવાડમાં ફેલાઇ રહી હતી. અત્યારે પણ જામનગરમા એ લેન્સર્સ "દાદભાનો રસાલો" એ નામથી ઓળખાય છે.

નામદાર રાણા સાહેબ અને દાદભા વચ્ચેની જે મૈત્રી ભવિષ્યમા ઉભયને ઉપકારક નીવડવા નિર્માયેલી હતી, તે આ પહેલીજ મુલાકાતમા થઇ ગઇ એ મુલાકાતના દિવસોમા એકલાજ બેસીને દિવસો નિર્ગમતા, અને રાત્રીએ નાના ઝુપડામા સુતા જ્યારે તેઓ જુદા પડયા ત્યારે રાણા સાહેબે દાદભા પાસેથી વચન લીધુ કે દાદભાને કોઇ દહાડો જામનગર છોડવુ પડે તો તેમણે બીજે કયાઇ ન જતા પોરબદર આવવુ

દાદભાને પોરબદર જવાના ઘણા પ્રસગો બનેલા ઘોડેસ્વારીમા તેમની અદ્ભુત કુશલતા હતી હમેશા કેટલી મુસાફરી તેઓ ઘોડાની પીઠ ઉપર કરી શકતા તેનો એક દાખલો તેમની યુવાવસ્થાની નોધપોથી ઉપરથી લીધો છે

"ઘાસની તપાસણી માટે જામજોધપુર ગયો ત્યા મામલતદારને ત્યા સવારનો નાસ્તો લીધો નજીકના બધા વીડા તપાસ્યા ત્યા ઘોડાની બદલી કરી ત્યાથી સુખપર અને ખવાસની બેડીયે ગયો અને ત્યાના બધા ઘાસના રખાણા તપાસ્યા"

પોરબદર જતી ગાડી સાઝે વાસજાળીએ આવતી તે રેલમા બેસીને દાદભા પોરબદર જતા ત્યા આખી રાત્રી રાણા સાહેબ સાથે રમતગમતમા પસાર કરી ત્યાથી સવારમા ત્રણ બજે રવાના થતી ગાડીમા વાસજાળીએ આવતા, જ્યા પોતાનો ઘોડો હાજર રખાવતા તે લઇ જમવાના વખત પહેલા લગભગ બાર વાગ્યા સુધીમા જામનગર

આવી જતા. અને તેમના માણુસો ટ્રેન રસ્તે જામનગર આવે. રાત્રે અગ્યાર વાગ્યે જામનગર પહોંચતા. કાઠીઆવાડના પગરસ્તા જાણનાર જોઇ શકશે કે પોરબંદરની આ એક મુલાકાતમાં દાદભાને તોંતેર માઇલ ઘોડાની મુસાફરીના થતા.

જામનગરથી ખોડી ત્રીશ માઇલ થાય છે. ત્યાં દાદભા અઠવાડીયામાં ત્રણવાર જતા, અને દરેક વખતે સવારમાં જમવાના વખત પહેલાં જામનગર પહોંચી જતા. ઘણીવાર રાજકોટ પણ એ પ્રમાણે જઇને આવી જતા. જે ૧૨૦ માઇલની મુસાફરી ગણાય. જો કે તે સમય ઘણો બિન-સલામતીભરેલો હતો, છતાં દાદભા હમેશાં નિર્ભયપણે એકલાજ મુસાફરી કરતા.

કાઠીઆવાડ એ હમેશાં બહારવટીઆઓનું ક્ષેત્ર છે. જંગલની ઝાડી, ઘઉં અને જુવારના ઉંચા મોલથી ભરપુર ખેતરો, અને ઘણી સરહદો, એ સહુ બહારવટીઆઓ માટે ઘણું અનુકુળતાભરેલું થઇ પડે છે. એક સરહદ કયાં પુરી થાય છે, અને બીજી કયાં શરૂ થાય છે તે, તેમજ ગુન્હેગારોને સોંપવા સંબંધિનો કાયદો બહારવટીઆ લોકો સારી રીતે સમજતા હોવાથી તેમની પુંઠ પકડનારનું કામ ઘણું મુશ્કેલ થઇ પડે છે. તે વખતે સહુથી વધુ ત્રાસદાયક બહારવટીઆની ટોળી ગોંડળના સંધીઓની હતી. આ ટોળી કાઠીઆવાડનાં બધાં રાજ્યોના હરામખોરોમાંથી ભરતી કરતી.

આ હરામખોરો પ્રથમ જામનગરની સરહદનાં ગામોમાં ખીણો અને ટેકરીઓનો આશ્રય લઇને રહેતા. થોડા વખત

સુધી જામનગરના ગામોને રંજાડ ન કરી, ત્યાં સુધી તેમના ત્રાસથી તેઓ મુક્ત રહ્યાં હતાં. પાછળથી જ્યારે તેમને જામનગરની હદમાંથી હાંકી કાઢવાનો પ્રયત્ન કરવામાં આવ્યો ત્યારે તેમણે જામનગરનાં ગામડાઓમાં લુંટફાટ કરવા માડી અને જામનગરની પોલીસ તથા તેમની વચ્ચે ઘણી ઝપાઝપીઓ થતી.

એક દિવસ દાદભા ઘોડે ચઢીને વીડો તપાસવા જતા હતા. ત્યાં એક ખીણમાં વોકળામાં પાણીને કાંઠે પાંચ હરામખોરો ચલમ પીતા હતા, તેમનો ભેટો થયો. તેમના ખોળામાં બંદુકો પડી હતી. કમાન્ડન્ટ દાદભાને જોતાંજ તેઓ ચમકીને ઉભા થયા. દાદભાએ લગામ ખેંચી ઘોડો થોભાવી તેમને પુછયુંઃ-"તમે કોણ છો ?" તેમણે ઉત્તર આપ્યો "વટેમાર્ગુ છીએ."

"ત્યા શું કરો છો" ?

"ચલમો પીવા બેઠા છીએ."

ત્યાંથી આગળ ચાલતાં ખટીયા ગામમાં આવતાં દાદભાને ખબર પડયા કે આસિસ્ટંટ પોલીસ સુપ્રી૦ મૂલશંકરભાઇ ત્યાં છે. તેથી તેમને મળવા જવાનો વિચાર કર્યો. મૂલશંકરે દાદભાને ઠપકો આપ્યો કે આ વખતમાં ચોતરફ બહારવટીઆનું જોર છે, તેથી એકલા મુસાફરી કરવી તે ડહાપણ ભરેલું નથી.

દાદભાએ રમુજમાં કહ્યું કે "અરે, પણ હજી મારે લીંબડીના રાજા થવુ છે. તે પહેલાં મને કોઇ મારી શકે

તેમ નથી. એ તમને ખબર છે.”

મૂલશંકરે કહ્યુ–“ એ તો ઠીક, પણ ધારો કે કદાચ એ લોકો તમને બાન તરીકે પકડી જાય તો જામનગર માટે કેટલું શરમાવા જેવુ થાય ! ”

દાદભાએ હસીને કહ્યુ–“ બહુ સારૂ, એ લોકોનો મારે રસ્તામા ભેટો થઇ ગયો અને તેમ કરવાની તક તેમણે જતી કરી છે. હવે તમારે તેમનો પીછો લેવો હોય તો જલદી ઉપડો. ”

સૂચવેલી દિશા તરફ મૂલશંકરભાઇ એકદમ ઉપડ્યા અને દાદભાએ જ્યા તેમને ચલમો પીતા જોયા હતા ત્યાથી છ માઇલ છેટે તેમનો મુકાબલો કર્યો ભયાનક ઝપાઝપી થઇ. ત્રણ બહારવટીઆ મરાણા, એક જીવતો પકડાયો, અને એક ભાગી ગયો અત્યારે પણ કાઠીઆવાડમા બહારવટીઆઓ છે. એક ટોળી વીંખાય છે ત્યા બીજી બધાય છે

દાદભા લીંબડી નરેશ થયા પછી ચાર પાચ વરસ પછીનો એક પ્રસંગ છે તેઓ દિલ્હી તરફથી આવતા હતા અને મૂલશંકરભાઇ ઉદેપુરમા પોલીસ સુપરિન્ટેન્ડેન્ટ નીમાયાથી ત્યાનો ચાર્જ લેવા જતા હતા મૂલશંકરભાઇએ ઠાકોર સાહેબને મળવા કહેવડાવ્યુ ગાડીમા બોલાવી તે જૂના મિત્રની મુલાકાત લીધી તે વખતે મૂલશંકરભાઇને ખટીયાના ઉપરોક્ત બનાવની યાદ આપી કહ્યુ કે–“ તમારા એ વખતના કહેલા શબ્દો–“ અરે, પણ હજી મારે લીંબડીના રાજા થવુ છે,” તે પ્રભુએ સાચા પાડ્યા

જામનગરમાં તે વખતે અમલદારોમાં બે પક્ષ હતા. એક કેનેડી સાહેબના પર્સનલ આસિસ્ટંટ મિ૦ મણીલાલ અજીતરાય, અને બીજો હિસાબીખાતાના ઉપરી મિ૦ ગોપાલશંકર ભચેચ. દાદભા મણિલાલના મિત્ર હતા. એક પ્રસંગે દાદભા અને મણિલાલને હલકા પાડવા માટે મિ૦ ભચેચ દાદભાના ટ્રાવેલીંગ એલાઉન્સનું બીલ લઇને મિ૦ કેનેડી સાહેબ પાસે ગયા અને સાહેબને કહ્યુ કે–" તમારા પર્સનલ આસિસ્ટંટ તમને ભૂલ ખવરાવીને તમારી સહીએ કરાવી લે છે.

દાદભા ખાતાના ઉપરી હોવાથી તેમના બીલમા કેનેડી સાહેબની કાઉન્ટરશીગનેચર થવી જોઇએ. તેમના બીલ અનુસાર તેમની દરરોજની મુસાફરીની સરાસરી ૭૨ કે ૭૩ માઇલની આવતી. મિ૦ ભચેચે કેનેડી સાહેબ રૂબરૂ શંકા ઉઠાવી, " આટલી બધી દરરોજની મુસાફરી અસંભવિત છે. અને આપને અજાણમા રાખીને બીલમા સહી કરાવી છે. " આથી મિ૦ કેનેડી ખૂબ પેટ ભરીને હસ્યા, અને કહ્યું કે–" For God's sake, don't let Dadbha know, otherwise he will bring the average to 100 miles a day " અર્થાત્ –પ્રભુની ખાતર દાદભાને આ વાતની ખબર પડવા ન દેશો, નહીંતો દરરોજ સો માઇલની સરાસરીએ પહોચાડશે. "

કેનેડી સાહેબ સારી રીતે જાણતા હતા કે દાદભા ઘોડેસ્વારીમા કેવી અદ્ભુત કુશળતા ધરાવતા હતા.

સને ૧૯૦૧ ની સાલમાં હિંદુસ્થાનમાં ભયંકર દુષ્કાળ પડયો. રસાલાના ઘોડા માટે પુરતું ઘાસ રાખવાની જવાબદારી દાદભાને શીર ગ્હેલી હતી. તેમણે ચૌદ લાખ રતલ ઘાસ સંઘરેલું હતું. કમનસીબે તેમાથી સાતલાખ રતલની ગંજી બળી ગઇ. આટલો મોટો ઘાસનો જથ્થો કેવી રીતે મિલકમાં રખાયો હતો તે સંબંધમાં એક અદ્ભુત હકિકત છે. અને જામનગરમા તે હકિકત તે વખતે એટલી બધી સુપ્રસિદ્ધ હતી કે અહીં તેનુ અવતરણ વ્યાજબી લેખી શકાશે

બાલ્યકાળથીજ દાદભાને સાધુસંતો પ્રત્યે ભક્તિભાવ હતો જામનગરમા તે વખતે જસાજી સ્વામી નામના એક જૈન સાધુ ડાકટર નરસીદાસને ત્યા આવતા. સાધુ જસાજી મૂળ પંજાબના રજપુત હતા અને બહુ ગુણવાન સાધુ હતા દાદભા તેમના દર્શન માટે ઘણીવાર જૈન ઉપાશ્રયે જતા હતા જૈન સાધુઓ મોટે ભાગે વાણીયા જ્ઞાતિના હોય છે, તેથી આ રજપુત જાતિના સાધુને રજપુત સૈનિક દાદભા સાથે જાતિની એકતાના કુદરતી કારણથી સારો પ્રેમભાવ બંધાયો. દાદભાએ જસાજી સ્વામીને એકવાર એવી બીતિ બતાવી કે આવતી સાલ ભયકર દુષ્કાળ પડશે એમ ભાસ થાય છે સ્વામીજીએ કાઇ ઉત્તર આપ્યો નહિ પણ દાદભા તરફ એક અર્થભરી નજર કરી થોડીવાર પછી કહ્યુ કે "દાદભા, તારો આત્મા ખરેખર બહુ પવિત્ર છે" દાદભા આનો અર્થ સમજી ગયા અને પોતાને થતો દુષ્કાળનો

ભાસ ખરો છે એમ પ્રતીતિ થઇ. અને ઘાસના સંગ્રહની યોગ્ય તૈયારી કરવા માંડી. અને બે મોટી ગંજીઓ તૈયાર કરાવી લીધી. રેવન્યુ અધિકારીને ઘાસની જરૂર હતી. અને દાદભા પાસે આટલો મોટો ઘાસનો જથ્થો હતો તેમાંથી માગણી કરી. દાદભાએ ચોખ્ખી ના કહી. તેથી તે અધિકારી એડમિનિસ્ટ્રેટર પાસે ગયા. તેમણે દાદભાને બોલાવ્યા. કર્નલ કેનેડીએ આવતી સાલ દુષ્કાળ પડવાની ભવિષ્ય ચિંતા દાદભાના મુખથી હસતાં હસતાં સાંભળી. પરંતુ છેવટે દાદભાએ આટલી બધી કાળજીપૂર્વક સંગ્રહ કરેલું ઘાસ તેમને રાખવા દેવાનું મંજુર કર્યું.

દાદભાએ તેમના વડીલ ભાઇ માટે પણ કેટલુંક ઘાસ ખરીદેલ હતું. જે તેમણે મુર્ખાઇથી પાંચગણી કિંમત ઉપજી તેથી વેચી નાખ્યું. બીજા ભાઇઓ માટે ખરીદેલું, તે તેમણે દાદભાનાં ભવિષ્ય કથનમાં શ્રદ્ધા રાખી સંઘરી રાખ્યું.

અશાડ સુદિ પુનમે ત્રણ ઇંચ વરસાદ પડયો. શુભ દિવસે આવો સરસ વરસાદ પડવાથી તેને એક ઉત્તમ ચિહ્ન ગણી નવા વર્ષ સંબંધે બધી ચિંતા દુર કરી, લોકોએ વાવણીનું કામ શરૂ કર્યું.

કર્નલ કેનેડીએ પોતાના પર્સનલ આસિસ્ટંટ મિ. મણિલાલને બોલાવીને તેમની મારફતે દાદભાને સંદેશો મોકલ્યો કે–"તમારા પેલા ભયંકર દુષ્કાળનું શું થયું ?"

દાદભાએ કહ્યું કે–" મણિલાલ આનો અર્થ એ છે કે દુષ્કાળ ધારવા કરતાં વધુ ભયંકર પડશે. ગરીબ માણસોને

છ માસ ચાલે તેટલો દાણો હતો તે આ વરસાદના આપટાંએ છેતરીને તેમની પાસેથી લઇ લીધો છે. તે તેમણે જમીનમાં નાખ્યો જેમાંથી તેમને કાંઇજ મળશે નહિ."

અનિષ્ટ દર્શનની દાદભાઇની આ રીતથી મણિલાલને બહુ કંટાળો આવ્યો. તેથી "You are hopeless" તમે લીધી વાત મુકતા નથી " એમ તેમને મોઢે કહીને ચાલ્યા ગયા.

પછી શું બન્યું તે સર્વ-વિદિત છે. ૧૯૫૬ જેવો વિકાળ દુષ્કાળ હિંદુસ્થાનમાં અગાઉ કદી આવ્યો નથી. દાદભાની ગમે તેટલી અગમચેતી છતાં, જે ઘાસ તેમણે શરૂઆતમાં રૂપીઆનું છ મણ લેખે ખરીદેલું તે તેમને દુષ્કાળના છેવટના ભાગમાં ત્રણ રૂપીઆના મણ લેખે ખરીદવું પડયું હતું.

ફેમીન વર્કસમાં લોકોને રાહત આપવાનું કામ ઘણું અસંતોષકારક રીતે ચાલતું હતું. દાદભા જુદી જુદી જગ્યાએ પરેડ કરાવવા જાય ત્યાં ત્યાં માણસો તરફથી તેમણે આ પોકાર સાંભળ્યો હતો. તે ખાતાના કારકુનો અનાજમા રેતી ભેળવીને લોકોને વહેંચતા. દાદભાને આ વાતની ખબર પડી. તેમણે કેનેડી સાહેબના ધ્યાન ઉપર આ વાત મુકી. કેનેડી સાહેબે તે વાત ખરી ન માની. પણ જ્યારે ગામડાંમાં કોલેરા ફાટી નીકળ્યો, અને તેના સપાટામાં ઉપરોક્ત અધમતા કરનાર એક કારકુન પોતાની પાછળ એક વિધવા માતા મુકી ગુજરી ગયો, ત્યારે તે વિધવા માતા રૂ. ૬૦૦૦) લઇ રોની રોતી કેનેડી સાહેબ પાસે આવી કહેવા લાગી કે

"ગરીબ લોકોને છેતરી મારા દિકરાએ મેળવેલા આ હરામના રૂપીઆ પાછા ટયો આ રૂપીઆએ અમારૂ સત્યાનાશ વાળ્યુ છે ગમે તેમ થાય તો પણ રૂપીઆ હું મારા ઘરમા નહિ રાખુ "

દાદભાની ગુપ્ત ઉદારતા, જે અત્યારે પણ ઠાકોર સાહેબ તરીકે તેમનુ ઉત્તમોત્તમ લક્ષણુ છે, તેની શરૂઆત જામનગર મુકામે થયેલી રસાલાના વડા તરીકે તેમને ઘણા માણસોના પ્રસગમા આવવુ પડતુ અને આબરૂદાર કુટુમ્બોમા ઘણાખરાની કેવી હીન દશા હોય છે તે જાણવાની તેમને તક મળતી

દાદભાની ઉદારતાના મુખ્ય બે સ્વરૂપો નીચે પ્રમાણે હતા -પ્રથમ એ કે કોઇ તેવો ગૃહસ્થ ઘર બહાર જાય તે વખતે, તેને ત્યા તે ગૃહસ્થના નામથી અમુક અનાજ મોકલાવે અને તે લઇ જનાર મજુરને એવી સમજણ પાડે કે એ ગૃહસ્થને ત્યા જઇ એમ કહે કે ઘરધણીએજ તે અનાજ મોકલ્યુ છે ઘરનો ધણી આવે ત્યારે તે તો જાણી જાય કે પોતે એ અનાજ મોકલ્યુ નથી કયાથી આવ્યુ તે સ ણ ઘમા સહુને આશ્ચર્ય થાય, અને અલબત સહુના હ્રદયમાથી આશીર્વાદ પણ ઉદ્દભવે.

શિયાળાની કડકડતી થડીમા મોડી રાત્રીએ ધાબળા લઇ ધર્મશાળાઓમા જાય, અને કોઇ ગરીબો વસ્ત્રના અભાવે થડી સહન કરતા સુતા હોય, તેમના અગ ઉપર ધાબળા ઓઢાડી આવતા

તેમની બીજી ઉદારતા એ પ્રકારની હતી કે તેમને ખરાબ રસ્તાઓ સુધરાવવાનો બહુ શોખ હતો. જ્યાં જ્યાં એવા ખરાબ રસ્તા હોય ત્યાં પાસેના ગામડાના કોઇ સારા માણસને રસ્તો સુધારવા પૈસા આપી આવતા.

એકવાર એવું બન્યું કે એક વખતના બહુ ખરાબ, પરંતુ હમણાંજ સુધરેલા રસ્તા ઉપર દાદભાના પિતાશ્રી સીગરામમાં મુસાફરી કરતા હતા. તેઓએ જામનગરમાં પહોચ્યા પછી ડેલીમાં પેસતાંજ માણસોને વાત કરી કે હરવખતની પેઠે આ વખતે મુસાફરીમાં મારૂં શરીર વલોવાયું નથી. કોઇ ભાગ્યશાળી પુરૂષે રસ્તો સમો કરાવ્યો છે, તેથી સુખરૂપ મુસાફરી કરી શકાણી. દાદભા ત્યાં હાજર હતા; તેમણે આ વાત સાંભળી, તેમણે પોતાના મનમાં કહ્યું હશે કે "એ ભાગ્યશાળી પુરૂષ બીજા કોઇ નહિ પણ તમેજ, કેમકે તમારા પુત્રેજ આ પરોપકારી કાર્ય કર્યું છે."

## પ્રકરણ ૪ થું.

સને ૧૯૦૦ ના ડીસેમ્બર માસમાં લોર્ડ કર્ઝન કાઠી-આવાડમાં આવ્યા અને દાદભાને રાજકોટ મુકામે નામદાર વાઈસરૉય સાહેબની મુલાકાત થઇ. ઑસ્ટ્રેલીયાના સમૂહ તંત્રની ઉદ્દઘાટન ક્રિયા પ્રસંગે કાઠીઆવાડના પ્રતિનિધિ તરીકે દાદભાની પસંદગી થઇ. હિંદુસ્થાનમાંથી દાદભાની પસંદગી થઇ. હિંદુસ્થાનમાંથી કુલ સો પ્રતિનિધિઓ મોકલ્યા હતા, જેમાંના ૪૬ ઓફીસરો અને ૫૪ નોન-કમીશન્ડ ઓફીસરો હતા.

દાદભાને બહુ ટુંકી મુદતની નોટીસ અપાઇ હતી અને સાથે શું સરંજામ લેવો એ બાબતમાં ખરી માહીતી આપવાની કોઇએ તકલીફ લીધી હોય એમ જણાતું નથી. પરિણામ એ આવ્યું કે સહુ પ્રવાસીઓએ ઓસ્ટ્રેલીયાની આબોહવા માટે જોઇએ તે કરતાં વધુ પ્રમાણમાં ગરમ વસ્ત્રો સાથે લીધાં હતાં.

દેવલાલીમા સર્વને ભેગા થવાનું હતું. કર્નલ પેટન સરદાર પદે હતા. આ પ્રસંગ માટે તેઓ જોઇએ તેવા યોગ્ય ન હતા કેમકે પછીથી માલુમ પડ્યું કે જાતિ ભેદના પ્રશ્નોમાં તેઓ કેવેલરી કમાન્ડર કેપ્ટન કેમ્પબેલ અને એજ્યુટન્ટ લેફ્ટેનન્ટ ચોકોકથી દોરવાતા હતા. આ

પ્રસંગે, પહેલીજવાર દાદભા એવા અધિકારીના સંબંધમાં આવ્યા કે જેમના મનમાં એવો ખ્યાલ હતો કે હિંદવાસી હોવાની નામોશીનું ભાન કરાવવામાં બ્રિટિશ પ્રતિષ્ઠાનો ઉદ્ધાર રહેલો છે. દેવલાલીમાંથી આ ઘટનાની શરૂઆત થઇ, જ્યાં હિંદી ઓફીસરો પાસેથી તેમની આવશ્યકતાઓની નોંધ માગવામાં આવી, અને આ માટે સાકર જોઇએ તેને બદલે ગોળ આપવામા આવ્યો.

વહાણ ઉપર અગ્રેજી પદ્ધતિમા રહેતા અધિકારીઓ, જેમાંના દાદભા એક હતા તેમને પોતાના ખોરાક માટે જુદો બંદોબસ્ત કરી લેવાનુ કહેવામા આવ્યું અને બ્રિટિશ અધિકારીઓના મેસમાથી તેમને સ્પષ્ટપણે બાતલ કરવામાં આવ્યા.

વગર કારણે કચવાટ પેદા કરનાર આ બિનજરૂરી ભેદભાવથી "ડલ્હાઉઝી" ના કેપ્ટન પોકાર્ટ એટલા બધા નારાજ થયા કે પોતે ખાણાના ટેબલ ઉપર બેસવા ના કહી અને પોતાની કેબીનમા ખાણાનુ ટેબલ તૈયાર કરાવી તેમા સામીલ થવા દાદભાને આમત્રણ આપ્યું.

હિદી પ્રતિનિધિઓને બહુ મુશ્કેલી પડી. તાપ અસહ્ય હતો. ખોરાક ખરાબ હતો, અને વિશેષમા કેબીનોમાં સુવાનું અશકય હતુ તુતક ઉપરના વિભાગની વહેંચણી ચાકના લીટાથી વિચિત્ર પ્રકારે કરવામા આવી હતી. અર્ધ ઉપરનો તુતક ઉપરનો સારામા સારો ભાગ છ બ્રિટિશ અધિકારીઓ માટે રાખવામા આવ્યો હતો, અને એક નાનો

વિભાગ ચાળીસ અધિકારીઓ અને બાકીનો ડેકનો ભાગ સાઠ નોન કમીશન્ડ ઓફીસરો માટે રાખવામાં આવ્યો હતો.

લીંબડીના રાજ્યગાદીએ આવ્યા પછી પણ જે દાદરા બનતા સુધી ખુલ્લામાજ સુઇ રહે છે, તેઓ પોતાનુ બિછાનું લઇ સહુ પહેલા તુતક ઉપર આવ્યા, અને બ્રિટિશ અધિકારીઓ માટેના ભાગની જે ચાકની લીટી દોરવામાં આવી હતી તેનાથી થોડા ઇચ દૂર નીચે હવા જવા માટે પ્લેટ ફોર્મ હતું, તેના ઉપર પહેલા દિવસથીજ સુઇ રહ્યા. જામનગરના કમાન્ડરના દાખલાનુ અનુકરણ બીજા સર્વ બધુ અધિકારીઓને કરવું જ પડયું. કેમકે કેબીનમા ગરમી અસહ્ય હતી અને તેમા રહી શકાય તેવું ન હતું.

સહુ છેલ્લા સુબેદાર મેજર ગમસિંહ નામના એક શિખ ઓફીસર આવ્યા તેમના માટે પુરતી જગ્યાના અભાવે તેઓ લીટીની હદ બે ચાર ઇચ ઓળગીને દાદરાની પાસે સુતા. સરદાર રામસિંહનુ બિછાનું બે ચાર ઇચજ ઉપર આવ્યું તે બાબત કાઇ વાંધો ન લેવાય તે માટે તેઓએ સ્ટીમરના કેપ્ટન પોકાર્ટને વિનતિ કરી તે ઉપરથી એ ભલા સજ્જન કેપ્ટન કેમ્પબેલ પાસે ગયા અને એવો નજીવો વાંધો ન લેવા તેમને સમજાવ્યા. પણ કેમ્પબેલ સાહેબ એકના બે ન થયા. તેમણે એવી મતલબનો ઉત્તર આપ્યો હોવો જોઇએ કે "તમે અમારી આવા પ્રકારની ડિસિપ્લિનમા વચ્ચે આવી ન શકો." વાત ખરી કે સ્ટીમરના કેપ્ટન એ વિષયમાં કાઇ કરી ન શકયા પણ

"My ship, my order." "મારા વહાણમાં મારા હુકમ" એ કહેવત પ્રમાણે તેમણે પોતાના દેશી ખલાસીઓને સહુને તુતક ઉપર જઈને સુવાનો હુકમ કર્યો. કેમ્પબેલ સાહેબ નીચે ખાણું લેવા ગયા ત્યારે સહુ દેશી ખલાસીઓએ તુતક ઉપર જઈ યુરોપીયનો માટે રીઝર્વ રાખેલા ભાગમાં પોતાનાં બિછાનાં કરી લીધાં. કેમ્પબેલ સાહેબ, જેઓ સુબેદાર મેજરની રેન્કના ઓફીસરનું બિછાનું લાઈનથી ચાર ઇંચ ઉપર આવતું હતું તે સહન ન કરી શકયા તેમને ખારવાઓ ઉપરથી ટપી ટપીને પોતાનું બિછાનું હતુ ત્યા જવું પડયું.

હિંદુસ્થાન અને તેની પરિસ્થિતિઓના લાબા વખતના અનુભવથી આ લેખક બ્રિટિશ સામ્રાજ્યના ભાવીનું એ શુભ ચિન્હ લેખે છે કે જે ઘટના "ડેલ્હાઉઝી" સ્ટીમર ઉપર બની, તેજ પ્રમાણે એવા પ્રસંગોમાં ઘણીવાર એમ બનેલું છે કે પોતાના દેશબંધુના હાથથી થતા અન્યાય સામે અંગ્રેજોએજ ન્યાયના પક્ષે રહી લડત કરેલી છે. આથી બીજા દેશોમાં જ્યાં અનિષ્ટ પરિણામો આવેલાં તેના બદલે ઇંગ્લાન્ડે પોતાની ભૂલોમાંથી લાભ ઉઠાવ્યો છે.

ઓસ્ટ્રેલીયાની મુસાફરી દરમ્યાન અનેક નાની મોટી મુશ્કેલીઓ આવી. તેમાં સહુથી મોટી દરીયામાં નડેલા સખ્ત તોફાનની હતી. આ તોફાન થયું તે વખતે દરેક જણે પ્રતિજ્ઞા લીધી કે જો જહાજ સહિસલામત કિનારે પહોંચશે તો કુળ દેવતાને માનતા કરીશું. દાદાભાએ પણ તેવી એક પ્રતિજ્ઞા લીધી, જેમાં તેમની વ્યાવહારિક દક્ષતા

સમાએલી હતી.

તેમણે એવી માનતા કરી કે સ્ટીમર સહીસલામત એલબની કે જે પહેલુંજ ઓસ્ટ્રેલીયન પોર્ટ હતું તેના કિનારે પહોંચે કે તુરત જહાજના ખલાસીઓને જમણ આપવું; અને ખલાસીઓએ એવી ઇચ્છા બતાવી હતી કે જમણમાં તાજું માંસ હોવું જોઇએ. દાદભાએ બે ઘેટાં ખરીદવા માટે બે ગીની રોકડી આપી. તે વખતે ઘેટાંની કિંમત હિંદુસ્થાનમાં વધુમાં વધુ બેથી ત્રણ રૂપીયા હતી. પણ ઓસ્ટ્રેલીયાના ઘેટાં, હિંદુસ્થાનના ઘેટાં કરતાં જુદીજ જાતનાં જાનવરો છે, તે દાદાજીને તે વખતે સમજાયું. તેની કિંમત દર ઘેટાં દીઠ પાંચ પાંચ પાઉન્ડ હતી. ઘેટાં એટલાં બધાં મોંઘા હોવાનું કારણ પુછતાં જણાયું કે એલબનીમાં ઘેટાંનું ફક્ત એકજ નાનું સરખું ટોળું હતું, અને તેની સંખ્યા માત્ર પચાણું હજારની હતી !

સ્ટીમર "ડફ્ફ ઉઝી" તોફાનમાંથી પાર ઉતરી, અને સ્વાભાવિક રીતે બધી માનતાઓ પુરી પરાઇ. સહુ સિડની પહોંચ્યા તે વખતે લગભગ નાતાલનો વખત હતો ખેતીવાડી ખાતાના પ્રદર્શનની ખાસ જગ્યામાં તેમનો મુકામ ઠરાવેલો અને ત્યાં તેમને સરઘસના રૂપમાં લઇ જવામાં આવ્યા હતા. સિડનીની શેરીઓ બન્ને બાજુએ માણસોથી ઉભરાઇ ગઇ હતી, અને તેમને સહૃદયતા પૂર્વક ખુશીના અવાજોથી સન્માનવામાં આવ્યા.

આ સરઘસના અંગે પણ કેટલીક આનંદદાયક ઘટનાઓ

બની હતી. એક સ્ત્રી આનંદના આવેશમાં “ વ્હાલા હિંદી ભાઇઓ ” એમ પોકાર કરતી, બન્ને હાથો પ્હોળા કરી ભેટવાના રૂપમાં, સરઘસમાં દોડતી આવી, અને દાદભાને ભેટી પડવા તેમની નજીક આવી. પરંતુ દાદભા તે સ્ત્રીના પ્રસારિત પ્રેમ–બાહુને ચુકાવી તેમાંથી છટકી ગયા; પણ દાદભાની પછવાડે રહેલા માઇસોરના એક ગંભીર સ્વભાવના જમાદાર એટલા નસીબદાર ન હતા. તેઓ એ સ્ત્રીના બાહુ પાશમાં જકડાઇ ગયા, અને એક ઓસ્ટ્રેલીયન સારજન્ટના પ્રયત્નથી તેઓ માંડ માંડ એ બંધનમાંથી મુક્ત થયા. આ સરદાર દાદભાના ખાસ મિત્ર હતા અને તેઓ ઘણા ખાનદાન અને ધર્મપરાયણ સજ્જન હતા. તેમણે આ વાત પોતાના પુત્ર કે જે અત્યારે જુનાગઢમાં ઇમ્પીરીયલ ટ્રુપ્સમાં કમાન્ડન્ટ છે તેમને કરેલી હોવી જોઇએ. કેટલાક વખત પહેલાં દાદભા એક પોલો ટુર્નામેન્ટમાં ગયા હતા તે વખતે આ કમાન્ડન્ટે તેમની પાસે આવીને પોતાની ઓળખાણ આપી કે “ હું જમાદાર મહમદમીંયાનો દીકરો છું.” અને તે સાથે પોતાના પિતા ઓસ્ટ્રેલીયામાં દાદભાની સાથે હોવાની અને ઉપરોક્ત રમુજી પ્રસંગની યાદી આપી.

પેલી ઉત્સાહમાં આવી ગયેલી બાઇને એ સારજન્ટે વિનંતિપૂર્વક કહ્યું કે–“ તમે આ પ્રકારે કરો છો તેથી સરઘસની ગતિનો રોધ થાય છે.” તે પછી અત્યાર સુધી નિરાદર પામેલા હિંદી અધિકારીઓનો સન્માન પ્રાપ્ત

કરવાનો વારો આવ્યો અને બ્રિટિશ ઓફીસરોની ચોખ્ખી અવગણના થવા લાગી. લાગણીથી ઉભરાતા ઓસ્ટ્રેલીયનો હિંદી કેમ્પમાં મોટી સંખ્યામાં જવા લાગ્યા, અને તેમની દરેકની નવીન નવીન શૈલીથી તેમને બહુ આનંદ પડવા લાગ્યો. ગુરખાઓ કુકરીના એકજ ઝટકે ઘેટાનું માથું જુદું કરી શકતા, મુસલમાનો સાચા હૃદયથી અલ્લાની બંદગી કરતા, તેમને તથા કદાવર બાંધાના શિખો તથા રજપુતોને જોઇને ઓસ્ટ્રેલીયનોને બહુ આનંદ થતો.

તા ૧ જાન્યુઆરી ૧૯૦૧ ના રોજ લોર્ડ હોપટાઉન ઓસ્ટ્રેલીયાનો ૫ લો ગવર્નર જનરલ થયો. ખાસ ઉભા કરવામાં આવેલા મંડપમા પ્રતિજ્ઞા-ગ્રહણનો વિધિ કરવાનો હતો ત્યાં હિંદી તથા બ્રિટિશ ટ્રુપ્સોને ઉભા રહેવાની જગ્યા મુકરર કરવામાં આવી હતી. હિંદીઓને મંડપ નજીક ઉભા રાખવામાં આવ્યા હતા. તાપ બહુ સખ્ત હતો. અને નરી ઉનનો ગરમ પોશાક-ફુલ ડ્રેસ જે હિંદી સરદારોએ પહેર્યો હતો તે ગરમ ઋતુના કારણે ઘણો પ્રતિકુલ હતો. ઉત્તર હિંદુસ્થાનના ગુર્ખાઓને આ ગરમી અને ગરમ પોશાકથી બહુજ વસમુ લાગ્યું. અને તેમનો મુખ્ય સૈનિક સુબેદાર મેજર સરદાર બહાદૂર જંગી થપા, જેની છાતી ઉપર ચાંદોની ચાર હારો લટકતી હતી, તેને ઘણીજ મુંઝવણ થઇ. ઘણા ગુર્ખાએ અને યુરોપીયન સોલજરો પણ ટપોટપ ગરમીના લીધે પડી જતા હતા.

વિધિપૂર્ણ થયા પછી સહુ કોઇને ઓસ્ટ્રેલીયામાં જાહેર

કે ખાનગી મીજલસોમાં જવાની, અગર ખુશીમાં આવે તેવો આનંદ લેવાની છુટ મળી. તે વખતે સિડનીના મુખ્ય પ્રધાન સર વિલિયમ્સ લાયન હતા. તેમની પિછાન દાદભાએ ત્યાં પ્રથમજ કરી. અને તેમના દ્વારા દાદભાને લોર્ડ હોપટાઉનની સાથે મુલાકાત કરાવવાનો પ્રબંધ થયો.

તે વખતે સરકારી મહેલનો દેખાવ બહુ વિચિત્ર કરવામાં આવ્યો હતો. તેની ચોતરફ જસતના પતરાંનો કોટ કરવામાં આવ્યો હતો. લોર્ડ હોપટાઉનની સાથેની મુલાકાત દરમ્યાન તેમણે દાદભાને કહ્યું કે—"આ પ્રમાણે પતરાં ગોઠવવાનું કારણ એ હતું કે બંદરમાં પડેલાં વહાણોમાં કેટલીકવાર પ્લેગના ઉંદરો હોય છે, તેમને સરકારી મહેલમાં આવતા અટકાવવા માટે આ યોજના કરેલી છે."

સર વિલિયમ્સ લાયન્સ અત્યંત સૌજન્યશીલ ગૃહસ્થ હતા. અને તેમના દ્વારા દાદભાને ઓસ્ટ્રેલીયામાં ઘણી સુખ સગવડતા મળી હતી. તેમને ત્યાં ખાણમાં દાદભાને સિડનીના ઘણા નામાંકિત પુરૂષોની ઓળખાણ થઇ હતી. તેમાંહેના ડાકટર જોન હે એક હતા, જેમના ફાર્મ ઉપર દાદભાએ પાછળથી મુલાકાત લીધી હતી.

ઓસ્ટ્રેલીયાના સંસ્થાનો આ હિંદી મંડળને જોવા માગતાં હતાં. કર્નલ પેટને તેની સમતિ ન આપી, એથી સંસ્થાનોએ લોર્ડ કર્ઝનને તાર કરી મંજુરી મળવા માગણી કરી. રજા મળી કે તુરતજ એ મંડળ કવીન્સલેન્ડ તરફ રવાના થયું.

લોર્ડ લેમીંગ્ટન એવા ભલા સ્વભાવનો સજ્જન હતો કે તેમને હરકોઇ ચાહ્યા વિના રહી શકેજ નહીં. તેમના માયાળુ સ્વભાવનો એક પ્રસંગ આંહી આપીએ છીએ. તેમને ખબર પડી કે દાદભાને દરીયાઇ મુસાફરી અનુકુળ નથી. તેથી દાદભાને બ્રીસબેઇનથી સિડની પાછા આવવા માટે રેલ્વેમાં એક ખાસ કમ્પાર્ટમેન્ટ રીઝર્વડ કરાવી, તેમાં દાદભાની મુસાફરીનો બંદોબસ્ત કર્યો. તે વખતે દરેક સંસ્થાનને જુદી જુદી રેલ્વે હતી અને એ જુદાપણાની વાતને મજબુત બનાવવા માટે દરેક સંસ્થાનોએ પોતાની રેલ્વેનું માપ જુદું જુદું રાખ્યું હતું. ઘણે ઠેકાણે તો તફાવત માત્ર એક બે ઇંચનોજ હતો.

મુસાફરોને આથી કેવી હાડમારી થતી હશે તેનો ખ્યાલ સ્હેજે આવી શકશે. ન્યુ સાઉથ વેલ્સની હદ આવી કે તરત દાદભાને પોતાનું સગવડ ભરેલું સ્થાન છોડી બીજી ગાડીમાં બેસવાનું હતું. સદ્ભાગ્યે એ સ્ટેશનનો સ્ટેશન માસ્તર હિંદુસ્થાનમાં સારજન્ટની નોકરી કરી ગયેલો ગૃહસ્થ હતો અને તેને હિંદુસ્થાની ભાષામાં બોલવાનો એવો શોખ હતો કે તેણે દાદભાને તુર્તજ બીજો રીઝર્વડ કમ્પાર્ટમેન્ટ આપી તેમાં સુવાની બેઠકની ગોઠવણ કરી આપી.

દાદભાએ અંગ્રેજી નાટક પહેલીજ વાર ઓસ્ટ્રેલીયામાં જોયું. તે વખતે પ્રખ્યાત નટી નેન્સીનીલ ત્યાં મુલાકાતે આવી હતી. નેન્સીએ દાદભાને પડદા પાછળ બોલાવી વીંગમાં બેસારી નાટક બતાવ્યું. અને પ્રેક્ષકવર્ગને અત્યંત

આનંદ થાય તેવી રીતે તેમણે કુશળતાથી નાટક ભજવી બતાવ્યું.

નેનસોનીલ તથા તેની સાથે કામ કરનારી બીજી નટીઓએ દાદભાને પૂછયું કે "તમારા હિંદુસ્થાનમાં ચુંબન કરવાનો વિધિ અમારામાં છે તે પ્રકારનો છે કે કાંઇ બીજી રીતે છે?"

ઉત્તરમાં જે કાંઈ કહેવાયું તે અત્રે આપવા જરૂર નથી.

સિડનીમાં દાદભાનો સમય બહુ આનંદપૂર્વક વ્યતિત થયો. ફક્ત કેમ્પબેલની વિવેક શૂન્યતાથી એક નારાજીનો પ્રસંગ ઉપસ્થિત થયો. તેઓ દાદભાને મેલબોર્ન કલબમાં મળતા, જે કલબમા દાદભાને એક સભ્ય તરીકે દાખલ કરવામાં આવ્યા હતા. કેમ્પબેલે દાદભાને કહ્યું કે "હું કલબમાં હોઉં તે વખતે તમારે આવવું નહિ." બહુ સંતોષની વાત છે કે, આ બાબત કર્નલ પેટન પાસે જતાં તેમણે કેમ્પબેલને કાઇ ટેકો આપ્યો નહિ.

તે વખતે દક્ષિણ આફ્રિકાની લડાઇ ચાલતી હતી, અને કેમ્પ ઓફીસર કેપ્ટન ચેપમેનને તેના માણસો સાથે ત્યાં જવાનું હતું. અંગ્રેજોના જાતીય અભિમાનનો એક દાખલો વર્ણવ્યો છે તેનાથી તદ્દન ઉલટો એક પ્રસંગ બન્યો. કેપ્ટન ચેપમેનને દક્ષિણ આફ્રિકાની લડાઇમાં જવાનું હતું. તેમણે દાદભાને વિનંતિ કરી કે "મારી ગેરહાજરીમાં તમે મારી સ્ત્રી તથા બે બાળકોની સંભાળ રાખવા મારે ત્યાં રહેશો." કર્નલ પેટનની પરવાનગી મેળવીને

દાદભા તેમના મિત્રની માગણી પ્રમાણે ચેપમેનને ત્યાં રહ્યા.

જે હિંદી પ્રતિનિધિ મંડળમાં દાદભા ઓસ્ટ્રેલિયા આવ્યા હતા, તે મંડળને ન્યુઝીલાન્ડ જવાનું હતું. પરંતુ દાદભાને હિંદુસ્થાન પાછા ફરવા વિચાર હતો. તેમ છતાં કર્નલ પેટને, ઉપરોક્ત કલણના પ્રસંગમાં દાદભાને જે ટેકો આપ્યો હતો, તેથી ઉત્સાહિત થઇને તેમણે ન્યુઝીલાન્ડ જવા પોતાની સંમતિ દર્શાવી, અને બ્રિટિશ અમલદારોના પક્ષે એટલું કહેવું જોઇએ કે ન્યુઝીલાન્ડમાં તેમનું વલણ ઘણું સુધર્યું હતું.

પ્રથમ તેઓ ઓકલાન્ડમાં ઉતર્યા. તેમના ઉતારા પાસે સંસ્થાનો માટે એક મહાન સરઘસની ગોઠવણ થઇ હતી. જુદી જુદી મુલાકાતોમાં બહુધા એકજ પ્રકારે બનતું. હિંદી અધિકારીઓ પ્રત્યે ભારે લાગણી ભર્યો સદ્‌ભાવ, સરઘસો, અને પ્રેક્ષકોના ટોળે ટોળાં. તે વખતે કેમ્પનો કમાન્ડર મેજર જેકી હયુજીઝ હતો, જે દાદભા પ્રત્યે અત્યંત મૈત્રીભાવ રાખતો હતો.

દરેક મોટા સ્ટેશને—પછી ભલેને મધ્યરાત્રી હોય તોપણ ત્યાં દર્શનાતુર માણસોના ટોળે ટોળાં જમા થતાં અને આ હિંદી મંડળને પેરેડના રૂપમાં પસાર થવું પડતું. તેમનો ગરમ પોશાક જે ઓસ્ટ્રેલીયામાં નકામો નીવડયો હતો, તે હવે ન્યુઝીલાન્ડની ઠંડીમાં ઘણો ઉપયોગી નીવડયો. દરેક સ્ટેશને વિવેકી સજ્જનો ફળના ટોપલા લઇને હાજર રહેતા જોવામાં આવતા, અને તે એટલા મોટા પ્રમાણમાં લોગા

થઇ જતા કે કમ્પાર્ટમેન્ટ વચ્ચેની ચાલીયો તેનાથી ભરાઇ જતી. આ પ્રસંગો બતાવી આપે છે કે જ્યા પ્રેમભાવ હોય છે ત્યા જાતીય ભિન્નતાની લાગણીનો અભાવ હોય છે.

ઓકલાન્ડથી તેઓ સહુ રોટોરૂઆમા આવ્યા. સર વિલિયમ્સ લાયન્સે અગાઉથી મી. ઇંગલને ખબર આપ્યા હતા અને તેમા દાદભા માટે ખાસ સભાળ રાખવા સુચવ્યુ હતુ મી. ઇગલ દાદભાને ઉના પાણીના ફુવારા જોવા લઇ ગયા હતા. આ ફુવારા કુદરતની એક અત્યત વિસ્મય કારક રચના છે ખડકની અદર બાકોરા પડી ગયેલા હોય છે તેની નીચે પાણી ખડખડતુ જોવામા આવે છે. તેમાં સાબુ નાખવાથી પાણી એકદમ પુવારાની માફક બહાર આવે છે, અને લાખો પખાલો પાણી બહાર નીકળી આવે છે. તે બસો ફીટ જેટલુ ઉચુ ઉડે છે. કોઇ સ્ત્રી ત્યા કપડાં ધોવા ગઇ હશે તેનો સાબુનો કટકો અદર પડી જવાથી આ પ્રમાણે થયેલુ હશે અત્યારે આ જગ્યા ખાસ એલાહદી રાખવામા આવી છે, અને જ્યારે આવો પ્રસંગ હોય છે ત્યારે તેમા સાબુ નાખીને ઉપરોક્ત પ્રયોગ કરી બતાવવામા આવે છે. દુનીયાની મહાન તાજુબીઓ માહેની આ એક છે. આની આસપાસ ઉના પાણીના ઝરણો છે, તેમા આગળી મૂકવાથી ચામડી ઉખડી જાય એટલુ બધુ તે પાણી ગરમ હોય છે. તે ઉના પાણીના ઝરા અને ફુવારાની આસપાસ ખડક હોય છે તેમા બાકોગ હોય છે, જેમાથી ગરમ પાણી હંમેશા નીકળ્યા કરે છે. તેના ઉપગ માઓરી

નામના જંગલી લોકો પોતાનો ખોરાક પકાવે છે. એક જાળીદાર કપડામાં બટાટા નાખી તેને દોરી બાંધી તેમાં મુકે છે, તે થોડા વખતમાં બફાઇ જાય છે. તે આંકોરાં ઉપર રોટલાની કણીક મુકે તો થોડા વખતમાં ડબલ રોટીની માફક ચડીને તૈયાર થઇ જાય છે. માઓરી લોકો પોતાનો ખોરાક આ રીતે તૈયાર કરે છે.

ન્યુઝીલાન્ડ એક એવો પ્રદેશ છે કે જે સ્મૃતિપટ ઉપરથી કદી ખસેજ નહિ. તેમાં પણ ગરમ પાણીના ફુવારા અને બળતા જ્વાળામુખીઓનાં રમણીય દશ્ય તો કદિ ન વિસરાય તેવાં અદ્દભુત હતાં.

તે વખતે હિંદુસ્થાનમાં સખત દુકાળ હતો. તેની અસરથી ઓસ્ટ્રેલિયા પણ મુક્ત રહ્યું ન હતું. પાણીની તંગીને લીધે તે વખતે ઓસ્ટ્રેલીયામાં બે કરોડ ત્રીશ લાખ ઘેટાં મરી ગયાં હતાં.

રોટોરૂઆમાં દાદભા ઓસ્ટ્રેલીયામાં ઘેટાં ઉછેરનારાઓ માંહેના એક મોટામાં મોટા ગૃહસ્થને મળ્યા હતા, જેમનું નામ મેકેકી હતું. મિ. મેકેકી તથા તેમની પુત્રીએ દાદભાને આમંત્રણ આપ્યું કે જ્યારે તેઓ ઓસ્ટ્રેલીયામાં પાછા આવે ત્યારે જરૂર તેમના ફાર્મ ઉપર આવે. આ ગૃહસ્થના ફાર્મ ઉપર બાવીશ લાખ ઘેટાંઓ હતાં અને તેમાંથી દરરોજ બે હજાર ઘેટાંની ઉન ઉતારવામાં આવતી. મજુરોની તંગીના લીધે એક વરસમાં એકથી વધુવાર ઉન ઉતારવામાં આવતી નહિ.

રેટોરૂઆથી તેઓ નેપીઅર ગયા, અને ત્યાંથી ક્રાઇસ્ટ ચર્ચ ગયા. ક્રાઇસ્ટચર્ચમાં દાદભા અને તેમના મિત્ર મેજર હ્યુજીસ, મિ. સ્ટેડ નામના એક મોટા શ્રીમંત ગૃહસ્થને ત્યાં ઉતર્યા. મિ. સ્ટેડનું ફાર્મ અને મકાન, વૈભવ અને સુરૂચિ માટે ન્યુઝીલાન્ડમાં વિખ્યાત હતાં. ચા લેવાનું તેમણે બગીચામાં રાખ્યું હતું. અને જરૂર પડતાં ફળ જેવાં કે પેર્સ, એપલ્સ, દ્રાક્ષ વિગેરે બગીચામાંથી જાતે તાજાંજ તોડીને લેવાનાં હતાં. જે ત્યાં પુષ્કળ પ્રમાણમાં ઉગ્યાં હતાં. આ દશ્ય હિંદી અધિકારી કદી ભૂલી શકે તેમ ન હતું.

નેપીયરના મેયરને માઓરી સ્ત્રી હતી અને માઓરી રીત પ્રમાણે તેણીનો ચ્હેરો છુંદણા પાડેલો હતો. તે બાઇ સુંદર અંગ્રેજી બોલી શકતી, અને ઘણી સુશિક્ષિત હતી. તે મેયર તથા તેની સ્ત્રીની દાદભા સાથે મુલાકાત કરાવવામાં આવી. પરંતુ તેની પુત્રી કે જે તેના માતા પિતા પાસે ઉભી હતી, અને જે ન્યુઝીલાન્ડમાં અત્યંત સ્વરૂપવાન સ્ત્રી ગણાતી હતી, તેની સાથે ઓળખાણ કરાવવામાં ન આવી.

આ ખુબસુરત સ્ત્રી સાથે અંગ્રેજી રિવાજ પ્રમાણે દાદભાની મુલાકાત કરાવવામાં ન આવી, તેથી દાદભાએ તાજુબ થઇ તે વાત મેજર હ્યુજીસને કરી. મેજર હ્યુજીસે પોતે કાંઇપણ ખુલાસો ન કરતાં મેયરની સ્ત્રીને આ વાત કરી. તેણી સત્વર દાદભા પાસે દોડતી આવી. કાંઇપણ બોલે તે પહેલાં તેણીની આંખમાંથી દડદડ આસું પડવા લાગ્યાં. તેણે દાદભાને પૂછ્યું કેઃ—"મેં મારી દિકરીની ઓળ-

ખાણુ આપને ન કરાવી તેથી આપને ખોટુ લાગ્યુ છે ? પણ હુ શુ કરૂ ? મારી દિકરી મુગી અને બ્હેરી છે"
આ સાભળી દાદાભાને બહુ આઘાત થયો મિ હયુજીસે પોતેજ દાદભાને આ વાત કરી હોત તો આવી કફોડી સ્થિતિ ઉભી ન થાત ખરેખર કુદરતની ગતિ ન્યારી છે ! ન્યુઝીલાન્ડમા દાદભાએ આવી કોઇ પણ ખુબસુરત સ્ત્રી જોઇ ન હતી પણ તેની જિંદગીની આ દશા !

ક્રાઇસ્ટચર્ચથી તેઓ ડ્યુનેડિન ગયા ત્યાથી ઇનવરકારગિલ ગયા ત્યાથી વેલિગ્ટન ગયા ત્યા દાદભા ત્યાના મુખ્ય પ્રધાન મિ સેડનના મીજમાન થયા તે પદ ઉપર મિ સેડન ત્યાસુધીમા બે વખત ચુટાયા હતા, અને હજીપણ તે પદ ઉપર કાયમ રહેવા સભવ હતો ત્યાના એક આગેવાન શહેરીએ પિકનિક પાર્ટી આપી હતી, તે વખતે આ સબધમા એક રમુજી પ્રસગ બન્યો

એક આગેવાન ગૃહસ્થ, પોતાને ત્યા દાદભાને પિકનિકમા તેડી ગયો સાથે ઘણા હિંદી ઓફીસરો હતા તેમા દાદભા એક હતા દાદભા એ વખતે મિ સેડનના મીજમાન હોવાથી સ્વાભાવિક રીતે ત્યા મિ સેડન સબધિ વાતચીત નીકળી જેને ત્યા પિકનિક પાર્ટી હતી તે ગૃહસ્થ મી સેડનને બહુ ધિક્કારતો હતો તેની એ પ્રકારની વાતચીત સાભળી દાદભાએ તેને પૂછયુ કે "ગઇ ચુટણીમા તમે જરૂર મિ સેડનના વિરૂદ્ધ મત આપ્યો હશે" તેના ઉત્તરમા તે ગૃહસ્થે, દાદભાના ભારે આશ્ચર્ય વચ્ચે કહ્યુ કે "મે મારો મત મિ સેડનનેજ આપ્યો હતો"

એ સાંભળી દાદભાએ ફરીથી પૂછયું કે "એક તરફથી તમે મિ. સેડનને ધિક્કારો છો, અને મત આપવા વખતે તેને મત આપો છો તેનું શું કારણ ?" ઉત્તરમાં તેની સ્ત્રી જે તે વખતે હાજર હતી તેના તરફ ઉલ્લેખ કરીને કહ્યું કેઃ—" આ મારી સ્ત્રી છે. ચુંટણી વખતે, અમુક વખત પહેલાં તે બહુજ સરસ રસોઇ તૈયાર કરે, અને નાતાલના દિવસોમાં થાય છે તેવી ઉત્તમોત્તમ પદ્ધતિથી વ્યવસ્થા કરે. હું બહુ પ્રસન્ન થાઉં, અને કહું કે આ પ્રકારે મને રાજી કરી મારી પાસેથી તારે કાંઇ ઇનામ મેળવવું હશે; તે ભલે માગી લે. ફકત સેડનને મત આપવાનું માગીશ તો તે નહિ આપું. બીજું જોઇએ તે માગી લે. પણ મારી સ્ત્રી ફકત એજ માગણી કરે, અને છેવટે લાચારીથી મારે તેની પ્રેમભરી યાચના સ્વીકાર્યા સિવાય બીજો માર્ગ ન રહે તેથીજ મિ. સેડનને મત આપું છું."

વેલિંગ્ટનથી તેઓ હોબાર્ટ, જે ટાસમાનીયાની રાજધાની છે ત્યાં ગયા. પેલી અમેરીકન નટી નેન્સોનીલ પણ પોતાની ટોળી સાથે ત્યાં હોબાર્ટમાંજ હતી. દાદભાના આગમનની તેને ખબર પડતાં, તેણે તેમને નાટકમાં બોલાવી ત્યાં સુંદર સ્વાગત કર્યું.

ટાસમાનીયામાં ફળો ઘણાં મોટાં પ્રમાણમાં ઉત્પન્ન થાય છે. કેટલીક સ્ટીમર કંપનીઓ તો આ ફળો લઇ જવાનુંજ કામ કરે છે. દાદભાએ ત્યાં સાલ્મન ફીશનું મોટું ફાર્મીંગ જોયું. હોબાર્ટ અને મેલબોર્ન વચ્ચે દરીયો બહુ તોફાની

હોય છે તેથી કોઇ સારી ખાનગી માલેકીની સ્ટીમર મળે તો તેમા મુસાફરી કરવા દાદભાએ વિચાર કર્યો કેમકે ડેલહાઉઝી સ્ટીમર થાલની બહુ ધીમી અને નાની હતી તેથી મેલબોર્ન જવા માટે એક પ્રાઇવેટ સ્ટીમર "કુઝી"મા તેમણે ક્રોસીંગ કર્યુ "કુઝી" પણ ખુલ્લા દરીયામા પડી કે તરત ઘણુ મોટુ તોફાન થયુ અને સ્ટીમર બહુજ ડોલવા લાગી

આ સ્ટીમર ઉપર એક રમુજી બનાવ બન્યો કેટલાક ઓસ્ટ્રેલીયન ગૃહસ્થો તે સ્ટીમર ઉપર હતા તેમણે અને દાદભાએ અરસપરસ ડ્રીન્કસ આપ્યા લીધા બારમા ઉભા રહી તેઓ ડ્રીંકસ લેતા હતા, તે વખતે દાદભાએ આ ગૃહ સ્થોનો વિવેકપૂર્વક આભાર માની કહ્યુ કે "તમે મારી બહુ ખાતર બરદાસ્ત કરી તે માટે ઉપકૃત છુ" તેમણે કહ્યુ કે "તે તો અમારી ફરજ છે કેમકે તમે અમારા ફ્રીમેસન ( Freemason ) બધુ છો" દાદભાએ પૂછ્યુ કે "તમોએ તે કેવી રીતે જાણ્યુ ?" તેમણે કહ્યુ કે - અમુક રીતે દારૂનો ગ્લાસ ઉપાડીને પીધો તે ઉપરથી" દાદભાએ તે લોકોની તાજુબી વચ્ચે કહ્યુ કે "હુ ફ્રીમેસન બીલકુલ નથી, અને મે કેવી રીતે દારૂનો ગ્લાસ લીધો તે મને બતાવો" તેમ કરવા તેમણે બીલકુલ ના કહી અને ફ્રીમેસનની સાઇન બતાવી નહિ પરતુ દાદભાને તેજ વખતે ફ્રીમેસન થવાની જીજ્ઞાસા ઉત્પન્ન થઇ, અને હિંદ સ્થાનમા પાછા ફર્યા પછી તરતજ તે મડળમા દાખલ થયા

કુઝીનું તોફાન વધતું ચાલ્યું. દરીયાઇ મુસાફરીમાં દાદભાને નડતી હમેશની પ્રતિકુળતા ત્યાં પણ નડી. પોતાને ફેર ચડવા લાગ્યા, અને Sea-sickness થઇ આવી. એટલે એ ગૃહસ્થોની કંપની છોડી તેઓ પોતાની કેબીનમાં ગયા, અને કદર કરવા યોગ્ય વસ્તુઓમાં ફક્ત પોતાના સહગામી યાત્રીઓનો સ્નેહભાવ અને લાગણીજ અવશેષ રહ્યાં.

મેલબોર્નમાં દાદભા મેનઝીઝ હોટલમાં રહ્યા અને ત્યાંથી પહેલીજવાર ટોરપીડો બોટ જોવા માટે, મિ. અને મિસિસ મેનઝીઝ અને સર હ્યુ પર્ટ કલાર્ક સાથે ગયા. એ ટોરપીડો હોડી કલાકના ૪૨ નોટની પુર ઝડપે દોડતી હતી. અને તેનો વેગ એટલો પ્રબળ હતો કે ગતિ દરમ્યાન ઝોલા ખાવાનો તેને વખત ન રહેતો. દરીયાઇ મુસાફરીમાં દાદભાએ આનંદ મેળવ્યો હોય તો તે આ બોટ ઉપર પહેલીજવાર તેમણે અનુભવ્યો.

મેલબોર્નમાં એક રમુજી પ્રસંગ બન્યો. ત્યાં દાદભાએ પહેલીજવાર માઉઝર ઓટોમેટીક પિસ્તોલ જોઇ. તેની ગોળી એક હજાર વાર જતી હતી. તે જોઇને દાદભાને આશ્ચર્ય થયું.

દાદભાએ એ દુકાનદારને આ પિસ્તોલના ભાગો છુટા પાડી બતાવવા કહ્યું. પરંતુ દુકાનદારે તેને કહ્યું કે "એના ભાગો છુટા પાડવાના શિક્ષણનાજ પાંચ પાઉન્ડ બેસશે, અને પિસ્તોલ કે જેની કિંમત દશ પાઉન્ડ હતી તે જો તમારે ખરીદવી હોય તોજ એ સંચાના ભાગો છુટા પાડવાની માથાકુટમાં હું ઉતરૂં."

દાદભાએ પિસ્તોલ ખરીદ કરવા કબુલ કર્યું. દુકાનદારે તેના ભાગો જુદા જુદા કરી અને જોડી બતાવ્યા. દાદભાએ દુકાનદારને કહ્યું કે "આટલા કામમાં તમને માથાકુટ જેવું શું લાગતું હતું ?"

દુકાનદાર જરા રૂઆબમાં આવીને બોલ્યોઃ-"ઠીક, જો તમે આ પિસ્તોલના જુદા પાડેલા ભાગો પાછા ભેગા કરી આપો તો હું તમને આ પિસ્તોલ પાંચ પાઉન્ડમાં આપી દઇશ."

દાદભાએ એ સંચાના બધા ભાગો સંભાળ પૂર્વક ગોઠવી આપ્યા.

દુકાનદારે કહ્યું-"હવે ફરીથી એ ભાગો છુટા પાડી પાછા ભેગા કરી દ્યો તો ૨૦૦ કારતુસો મફત આપીશ અને તેમ ન કરી શકો તો આપણું સાટું ફોક થાય.

દાદભાએ તેના ભાગો જુદા પાડી પાછા હતા તેવા કરી આપ્યા.

નિરાશ થયેલા દુકાનદારે કહ્યુંઃ-" તમે હથિયારો બનાવવાના કારખાનામાં કામ કર્યું લાગે છે." વસ્તુતઃ તે અટકળ ખરી ન હતી.

આ પિસ્તોલ સહુથી સોંઘી કિંમતે દાદભાએ ખરીદી. અત્રે એટલું કહેવું પ્રસંગોચિત ગણાશે કે આજે પણ નામદાર ઠાકોર સાહેબ એવીજ અદ્ભુત અવલોકન શક્તિ ધરાવે છે. ગમે તેટલી ગુંચવારા ભરેલી બાબત તેમનાથી વધુ વખત અજ્ઞાત રહેતી નથી. અને કોઇપણ સંચાકામનો

ગમે તેવો વિકટ વિભાગ તેઓ એકવાર જુએ કે તરત તેના બધા અંગોપાંગનું રહસ્ય તેઓ સમજી શકે છે.

હમણાંજ એવો એક પ્રસંગ બન્યો હતો. તેમણે કોલર ગોલ્ડ ફ્રીલ્ડની મુલાકાત લીધી હતી. ત્યાંના કાર્યકર્ત્તાઓને તેમણે એક એવી પદ્ધતિ સૂચવી કે જેનાથી તેઓ વધુ સોનું ઉપજાવી શકે.

મેનેજરે આશ્ચર્યચકિત થઇ કહ્યું કે.–" રાજાસાહેબ, આપ આ વિષયના નિષ્ણાત જણાઓ છો. આપને સોનાની ખાણોના કામનો પણ અનુભવ લાગે છે."

તેમણે કહ્યુઃ–" ના, ના, તેમ કાંઇજ નથી. મને એક ખામી માલુમ પડી, અને લાગ્યું કે અમુક પ્રકારે તે ખામી સુધરી શકે."

મેનેજરે કહ્યુ –નહિ સાહેબ, આપની વાત તદ્દન ખરી છે. આપે દર્શાવેલી ખામી બરોબર છે, અને આપે જે પદ્ધતિ સૂચવી છે તે તદ્દન વ્યાજબી છે. અમને તે ખામી અને તે સુધારવાની આપે સૂચવેલી પદ્ધતિ ઘણા લાંબા વખતે જણાઇ આવી, અને તે અમોએ હમણાજ યુરોપથી મંગાવી છે."

સિડનીમાં આવીને ડાકટર હેને આપેલાં વચન અનુસાર સ્પેશીયલ ટ્રેનમા તેઓ ડાકટર હેના ફાર્મ ઉપર ગયા. આ અદ્દભુત ફાર્મ તેમને તેના જુના માલીક મિ. બેરી તરફથી વારસામાં મળ્યું હતું. તે ફાર્મનો વિસ્તાર અને તેની પદ્ધતિનું અનુમાન તેની પેદાશ ઉપરથી આવી શકશે.

હમેશાં અઢાર હજાર રતલ માખણ અને Condensed Milk ના ૧૫૦૦ ટિન તૈયાર થતાં હતાં. આ જમાવેલ દૂધની રીત તે વખતે તદ્દન નવીન હતી.

એ ભલા માલીકે દાદભાને માખણ તૈયાર કરવાની તમામ પ્રક્રિયાઓ બતાવી. માખણને ખાસ પ્રકારના સંચાઓમાં દબાવીને પિંડા કરવામાં આવતા, અને ખાસ કારીગરના હાથે તેમાં મીઠું છંટાવવામાં આવતું. દાદભાએ આ પ્રકારનું સંચાકામ આ પહેલીજવાર જોયું.

ડોકકર હેએ એક વાતથી તેમના હિંદી મિત્રને બહુ આનંદ આપ્યો. તેમણે કહ્યું કે અત્યાર સુધીમાં તેમણે એક પણ ગાયને કસાઇખાને મોકલી નથી. તેમણે કહ્યું કે ગાયો વૃદ્ધ થાય છે ત્યારે તેમને છુટી મુકી દેવામાં આવે છે, અને મૃત્યુ આવતાં સુધી તેઓ જંગલમાં છુટી ચરીને આનંદથી જીવન વ્યતિત કરે છે.

જે ગૃહસ્થને ગાયો સંબંધે કાંઇ ધાર્મિક બંધન ન હતું, પરંતુ જેઓ ઉત્કૃષ્ટ માનવતાથી પ્રેરાઇને આ દયાનું કાર્ય કરતા હતા, તે જોઇને આ હિંદી અધિકારીના મન ઉપર ભારે અસર થઇ. તેઓ જાણતા હતા કે તેમના દેશમાં ગાય એટલી બધી પવિત્ર મનાતાં છતાં ઘણીવાર ગામના પટેલીયાજ ગાયોને કસાઇખાને ધકેલી દેવામાં સામેલ હોય છે.

આ ગૃહસ્થ પાસે પંચાવન હજાર ગાયો અને પાંચ હજાર ઘોડા ફાર્મ ઉપર હતા. આ જાગીર કાંઇ નાની

સુની ન ગણાય.

મિ૦ હ્યુજીસનું ફાર્મ જે "બેરીફાર્મ" નામથી ઓળખાય છે, ત્યાં કુરનગાટા નામનું રહેવાનું સ્થાન છે. આ સ્થાન દરિયા કિનારે આવેલું છે. નિવાસસ્થાન અત્યંત રમણીય અને માલ વગરનું છે, છતાં ઘણા વિસ્તારમાં છે. મહારાજા ગાયકવાડ અને માઇસોરના રાજમહેલોને પણ શરમાવે તેવું સુંદર સ્થાન એ હતું. આ ભવ્ય મકાનમાં ખાણા પછી, દાદભા સહુ મિત્રો સાથે બેઠા હતા, તે વખતે ડાકટર જોન હેને પોતે પુછયું કે-"આ ફાર્મ બેરીફાર્મના નામથી છે. તો પછી તે આપને શી રીતે મળ્યું ?"

તેમણે ઉત્તર આપ્યો કે-"હું મિ. બેરીનો ડ્રેસીંગ બોય હતો. અને તેમની મેં બહુજ ખંતથી પ્રેમપૂર્વક સેવા કરી હતી. તેથી પોતે રાજી થઇ મને દિકરા તરીકે ગણી આ તમામ વારસો મને આપ્યો છે."

દાદભાએ કહ્યુ-"તમારે પોતાને પણ દિકરો નથી. તો પછી આ ફાર્મનો વારસો મને શા માટે ન આપો ?"

તેમણે રમુજમા કહ્યું કે-"તમારે ખરેખર લેવા વિચાર હોય તો હું જરૂર આપુ. પણ મારી એક શરત કબુલ હોય તો."

દાદભાએ કહ્યુ-"શું શરતે ?"

તેમણે કહ્યું-"મારી છ બેનો છે તેમાંથી ગમે તે એકને તમો પરણો."

છએ બેનો ત્યાં હાજર હતી તે દરેક જણીએ રમુજમાં

દાદભાને કહ્યુ –" મને પરણો, મને પરણો " દાદભાએ કહ્યુ કે –" હુ પરણેલો છુ, મારે છોકરા પણ છે તેથી મારાથી તમારી શરત કબુલ થાય નહિ, અને તમો પણ કોઇ એવી સ્થિતિમા મને પરણવા ખુશી નજ હો " છોકરીઓએ કહ્યુ કે –" તમો હિંદીઓ એકથી વધુ સ્ત્રી પરણી શકો છો તેથી અમો ખુશીથી પરણીશુ "

એવી એવી આનદ વાર્તાઓ અને ઠઠ્ઠા મશ્કરીમા ઘણો સમય ત્યા વ્યતિત કર્યો

ત્યાથી ગેસીસ–સ્ટ્રેટના રસ્તે હિંદુસ્થાન જવા પાછા ફર્યા જવા બેટમા સ્ટીમર કોલસો પાણી વિગેરે લેવા માટે બટેવીયા શહેરમા ઉભી હતી બટેવીયા પહોચતા પહેલા છ માઇલ ઉપર જાવાના પોર્ટ ઓફીસરોએ આવી તપાસણી કરી તેમા કાઇ પણ જીવતા જાનવરો, ઘેટા, કુકડા, કુતરા વિગેરે કાઇ હોય તો તેનો સહુનો નાશ કરીને પછીજ પરવાનગી મળે તેમ હતુ જીવતા પ્રાણીઓ બીજા તો કાઇ ન હતા માત્ર છ ઘેટાજ હતા. તેની કતલ કર્યા પછીજ બટેવીયા પોર્ટમા જવા રજા આપી બટેવી યામા ફરવા જવા માટે મનાઇ હતી પણ દાદભાને પેટન સાહેબે ખાસ પરવાનગી આપી હતી તેથી દાદભા ઉતરીને પ્રથમ આસપાસ રાવીને જોવા ગયા, અને એક ગામડામા જતા એક નાનકડી નિશાળ હતી તેમા ગયા ત્યા કુરાને શરીફનુ શિક્ષણ અપાતુ હતુ તે જોઇને દાદભાએ તેમને કહ્યુ કે " કુરાને શરીફનો અભ્યાસ કરાવો

છો !" એ સાંભળી તે સહુ બહુ રાજી થયાં અને વાતચીત કરવા લાગ્યા. પણ તેઓ અરસપરસ કોઇની ભાષા સમજવામાં નિષ્ફળ નીવડયા.

તે પછી દાદભા આસપાસની જમીન જોવા નીકળ્યા. જાવાની જમીન અત્યંત રસાળ અને ફળદ્રુપ છે. જવનું એક ખેતર જોયું. તેમાં જવના છોડ પાંચ છ ફુટ ઉંચા ઉગ્યા હતા. એક શેરડીનું ખેતર જોયું. તેની અંદર ધુડનો ટીંબો કરી તેમાં શેરડીની કાતળીઓ નાખી' દેવામાં આવતી. તે જંગલી રોપાઓની માફક ઉગ્યા કરે, અને તેમાંથી પાંચ સાત વરસ સુધી શેરડીનો પાક લીધે જવાય, એવી રસાળ જમીન છે. જાવામાં આટલા પ્રમાણમાં ખાંડ ઉત્પન્ન થાય છે તે તેની જમીનની રસાળતાને આભારી છે, તેની દાદભાને ખાત્રી થઇ.

બટેવીયા શહેર જે પોર્ટથી ચારપાંચ માઇલ દૂર છે તે જોવા દાદભા ગયા. બજારમાં દાદભાની તાજુબી વચ્ચે એક કાઠીઆવાડી વોરાની દુકાન જોવામાં આવી. તેની દુકાને જઇને દાદભા બેઠા. પુછપરછ કરતાં તે વોરો રાજકોટનો વતની હતો, અને તે મોટા જથ્થામાં આનો વેપાર કરતો હતો. દાદભા ત્યાં બેઠા હતા તે વખતે એક હિંદુ ત્યાં થઇને ફૂલનો પડીયો લઇને જતો હતો. ફૂલ મોગરાના હતાં, તેનો સુવાસ એટલો બધો ઉગ્ર હતો કે તેની સુગંધ દુકાન સુધી આવી. દાદભાએ તે દુકાનદારને પેલા ફૂલવાળાને બોલાવવા કહ્યું. તે શખ્સ ત્યાં આવ્યો. એક

વૈશ્ય વેપારીના માટે, પૂજાના ઉપયોગ માટે, તે ફૂલ લઇને જતો હતો. દાદભાની માગણીથી તેણે અર્ધા ફૂલ છ આનાની કિમતે આપ્યાં. આ ફૂલ સ્ટીમર ઉપર લાવતાં સ્ટીમર તેના સુવાસથી બ્હેકી ઉઠી. દાદભાએ તે સહુ અમલદારોને વહેંચી દીધાં.

ઓસ્ટ્રેલીયાની મુલાકાત હવે ખતમ થવા આવી હતી. આખી મંડળી સ્ટીમર ડેલ્હાઉઝીમાં, ઓસ્ટ્રેલીયાના ઉત્તર વિભાગના માર્ગે થઇને પોર્ટ કેનેડીમાં આવી. ત્યાં દાદભા કાળા મોતીની ફીશરી જોવા ગયા. ટોરીસસ્ટ્રેટમાં એક બળતો જ્વાળામુખી પૂર જોસમાં ઉછળી રહ્યો હતો. એ દૃશ્ય ઘણું ભયાનક હતું. કેપ્ટન પોફાર્ટને આ દૃશ્યથી ઘણીજ ભીતિ લાગી અને તે ભીતિ સકારણ હતી. કેમકે સ્ટીમર "ડેલ્હાઉઝી"ને કોલંબો પહોંચતાં ખબર મળી હતી કે જ્વાળામુખી ફાટી નીકળ્યો હતો. "ડેલ્હાઉઝી" પછી તેની પાછળ નીકળેલી છ સ્ટીમરો અને ૩૦૦ જેટલા મછવા ગુમ થયા હતા. કેટલાક જૂના ટાપુઓ અદૃશ્ય થઇ ગયા હતા. અને નવા સપાટી ઉપર આવ્યા હતા. આથી નાવિકોનો દરિયાઇ નકશો પણ ફેરફારોને આધિન બન્યો હતો.

ઓસ્ટ્રેલીયા જતી વખતે કોલંબોમાં, દાદભાને એક જૂની પિછાનવાળો ધોરાજીનો મેમણ અબદુલા જાનુહુસેન નામનો શેઠ મળ્યો હતો. તેણે તે વખતે દાદભાની બહુ બરદાસ્ત કરી હતી. પણ જેની આર્થિક સ્થિતિ તે વખતે

હુ સારી ન હતી. વળતી વખતે બટેવીયાથી તાર કરી
ાદભાએ અબદુલા શેઠને પોતાના પાછા ફરવાના ખબર
ાપ્યા હતા. તે શેઠે દાદભાને કિનારે ઉતારી Golf-face
ામની ભવ્ય હોટેલમાં તેમના નિવાસ માટે બંદોબસ્ત
ર્યો હતો. જો કે કોલંબોમાં રાત્રી રહેવાનું ન હતું, તો
ણુ એ સુંદર હોટેલમાં દાદભાએ દિવસનો ભાગ તે શેઠની
ાથે વીતાવ્યો હતો. દાદભાએ અબદુલા શેઠને પૂછયું કે
જ્યારે હું આંહીથી ઓસ્ટ્રેલીયા જતો હતો, ત્યારે તમારી
સ્થિતિ આવી સારી ન હતી, અને અત્યારે સુધરેલી જણાય
.” તેણે ઉત્તરમાં જણાવ્યું કેઃ–“ Thanks to Russian
Government. ” રશીયાનો કાફલો જાપાન જતી વખતે
ાંહી ઉતર્યો હતો. તે વખતે બધો ખાદ્યખોરાકીનો માલ મેં
ૂરિ પાડયો હતો. તેમાં મને સોએ સો ટકા જેટલો નફો
ાવ્યો હતો. આથી મારી સ્થિતિ સુધરી ગઇ છે.

---

## પ્રકરણ પાંચમું.

સને ૧૯૦૨ માં દાદભા ફરીથી લશ્કરી કવાયતની તાલીમ માટે રોકાયા આ વખતે એ પ્રવૃત્તિનુ ક્ષેત્ર અંબાલા અને દિલ્હી વચ્ચે હતું. જનરલ મેસનના હાથ નીચે જે ચાર સારામાં સારા ગેલોપર ગણાતા તે પૈકીના દાદભા એક હતા. જનરલ મેસન જામનગરના એ સેનાધિપતિની મુક્ત કંઠે પ્રશંસા દફતર ઉપર મુકતા ગયા છે. અને તેમા ખાસ કરીને દાદભા હમેશાં પરોઢીએ પાચ વાગ્યે જનરલ આગળ તંબુ પાસે નિયમિત હાજર થઈ જતા તેનો નોંધ લીધી છે. જનરલ લખતા ગયા છે કે "આ ઓફીસરને મેં કદી એક ક્ષણ પણ મોડા આવતા જાણ્યા નથી."

આ યુદ્ધ રચનામા લોર્ડ કિચનર મુખ્ય અમ્પાયર હતા. લોર્ડ કિચનરની સાથે બહુ નિકટ સબંધ ધરાવનાર એક જણે આ લેખકને કહ્યું હતું કે "તેની ચક્ષુમા અત્યંત કોમળતા અને હૃદયમા અત્યંત કઠોરતા હતી."

લોર્ડ કિચનર ઘણું કરી સોનપતના સ્ટેશને સ્પેશ્યલ ટ્રેનથી આવ્યા અને ત્યાં ઉતર્યા અને વ્યૂહ-રચના શરૂ થયા પછી એક દિવસે ત્યાં આવ્યા હતા. ત્યાંથી ઘોડા ઉપર પોતાના કેમ્પમાં જતા હતા. ત્યાં રસ્તામાં તેમણે

બકરાંનું વાઘ (ટોળું) જોયું. અને તેના રક્ષણ માટે બે યુરોપીયન સોલ્જરોને નિયત થયેલા જોયા. તેથી તાજુબ બની પોતાની સાથેના સ્ટાફ ઓફીસરને પૂછયું કે "આ બકરાંનું રક્ષણ સોલ્જરો કરે છે તેનો અર્થ શું?" તેના ઉત્તરમાં તે પુરાણા સ્ટાફ ઓફીસરે કહ્યું કે "સોલ્જરોને આ માટે તાજું દૂધ મળે તેટલા માટે આ બકરાંનું વાઘ રાખવામાં આવે છે, અને તે સોલ્જરોના રક્ષણ નીચે છે." આથી લોર્ડ કિચનર નારાજ થયા. અને બોલ્યા કે-"આતે લશ્કરી કવાયતમાં આવ્યા છે કે પિકનિક પાર્ટીમાં આવ્યા છે." અને બકરાંના વાઘને તરત છુટું કરી દીધું. અને સોલ્જરોને લઇ લીધા. આથી પહેલેજ તરફે તેઓ સોલ્જરોમાં અપ્રિય થયા. તે પછી થોડા દિવસે બીજો બનાવ એવો બન્યો કે પોતે એક રેજીમેન્ટના કેમ્પ પાસેથી જતા હતા, ત્યાં તેમણે ઘણાજ તંબુઓનો સમૂહ જોયો. તરત પુછગાછ કરી કે આ તંબુઓ કોના નિવાસ માટે છે? તપાસમાં માલુમ પડયું કે તે સોલ્જરો અને તેમાં વધુ પ્રમાણમાં તેમના ઓફીસરો માટે છે. તે પછી ગ્વાલીયર કેમ્પ પાસેથી પસાર થયા, ત્યાં પણ તેવીજ પરિસ્થિતિ જોઇ. જોઇએ તે કરતાં ઓફીસરો માટે વધુ તંબુઓ હતા. તેથી તેમણે તરત હુકમ કર્યો કે મેજર નીચેની રેન્કવાળા કોઇપણ ઓફીસરને તંબુ જુદો ન હોવો જોઇએ. દાદભા Foreign લશ્કરના હતા, અને કમાન્ડીંગ ઓફીસર હતા. તેથી તેમને જુદો તંબુ હતો. તેથી તેમાં વાંધો લેવાયો

નહિ. પણ કેપ્ટન ટોલબર્ટ, જે તે વખતે ઇમ્પીરીયલ સર્વીસ ટ્રુપ્સના ઇન્સ્પેકટિંગ ઓફીસર હતા, તેઓ તરત દાદભા પાસે આવ્યા અને કહ્યું કે " મહેરબાની કરી તમારો તંબુ મને આપો અને તંબુ આગળ તમારા ( દાદભા ) નામનું પાટીયું છે તે તેમનું તેમ રાખશો. " દાદભાએ તે પોતાનો તંબુ કેપ્ટન ટોલબર્ટને આપ્યો જેથી તે વખતની સખત શરદી અને અવારનવાર આવતા વરસાદથી તે સુરક્ષિત રહ્યા. પરંતુ આ પ્રમાણે પરોપકાર કરવા જતાં દાદભાને પોતાને ઘણું સહન કરવું પડ્યું. તેમણે બે લાકડીઓ ઉભી કરી, તેના ઉપર વોટરપ્રુફ શીટ ગોઠવી, કબરના ઘાટનો નાનકડો તંબુ કર્યો. તેમાં પ્રવેશ કરવા માટે પેટે ઘસડાઇને જવું પડતું. નીચે સારી રીતે ઘાસ નાખી ઉપર શેત્રંજી પાથરી તે ઉપર સુંઇ રહેવું પડતું. ઘાસ નાખવાનું કારણ કે રાત્રે કોઇવાર વરસાદ આવતો ત્યારે જમીન ઉપરના પાણીથી ફક્ત ઘાસજ પલળે. આવી આવી ઘણી હાડમારીઓ સોલ્જરોને ભોગવવી પડતી. આથી લોર્ડ કિચનર તરફ સ્વાભાવિક રીતે બધા બહુ નારાજ રહેતા. અલબત લોર્ડ કિચનરની વાત ખરી હતી કે મેનોવર્સમાં જવું તે વખતે હાડમારી તો સહન કરવીજ જોઇએ. છતાં મનુષ્ય સ્વભાવ એવો છે કે હાડમારીઓ કોઇને ગમતી નથી, અને તે ઉભી કરનાર પ્રત્યે નારાજી જ.

તે વખતે લોર્ડ કર્ઝનનો ભારે દબદબાવાળો દિલ્હી

દરબાર ભરાવાનો હતો, અને વ્યૂહ રચનાનું કાર્ય દિલ્હીમાં સંપૂર્ણ થવાનું હતું. તેમજ તેમાં લશ્કરને ભાગ લેવાનો હતો. હિંદુસ્થાનના રાજકર્ત્તાઓ દિલ્હીમાં આવી ચૂકયા હતા, અને સમસ્ત દિલ્હી વૈભવ સમૃદ્ધિથી ઉભરાઇ ચાલ્યું હતું. દિલ્હીમાં આવેલા રાજકર્ત્તાઓમાં લીંબડીના સદ્‌ગત ઠાકોરસાહેબ સર જસવંતસિંહજી પણ હતા. તેમણે પોતાના ભવિષ્યના વારસ તરીકે દાદભાને મનમાં ધારીજ મૂકયા હતા. સર જસવંતસિંહજી દાદભાને હમેશાં તેમના પૂરા નામથી એટલે કે દોલતસિંહજી નામથી સંબોધતા.

ઇમ્પીરીયલ સેન્સર્સના ઇન્સ્પેકટર જનરલ સાહેબ જનરલ બિટ્સને, ઠાકોર સાહેબની ઇચ્છાને માન આપી દોલતસિંહજીને ઠાકોર સાહેબના કેમ્પમાં રહેવાની રજા આપી હતી.

તે વખતના મુંબઇના ગવર્નર સાહેબ લોર્ડ નોર્થકોટ મુંબઇ ઇલાકાના રાજકર્ત્તાઓને સહુને એક સામટી રીતે રીર્ટન વિઝિટ આપવાના હતા. તે પ્રસંગે, દોલતસિંહજીના ઉજ્જવળ ભાવિને સૂચવનારો એક બનાવ બન્યો. રીર્ટન વિઝિટના પ્રસંગ માટે કોલ્હાપુરનો તંબુ મુકરર કરવામાં આવ્યો હતો, અને જગ્યાની તંગીના કારણથી માત્ર રાજકર્ત્તાઓ અને ગાદીવારસ કુમારો heirs apparent નેજ આમંત્રણ આપવામાં આવ્યું હતું. લીંબડીના નામદાર ઠાકોર સાહેબે દોલતસિંહજીને સાથે આવવાનું કહ્યું. લીંબડીના દિવાન સાહેબ ઝવેરભાઇને એમ લાગ્યું કે નામદાર ઠાકોર સાહેબે સરકયુલર બરાબર વાંચ્યો નથી. તેથી તેમણે ઠાકોર

સાહેબને વિનતિ કરી કે ફકત heir apparent નેજ દરબારમા સાથે લઇ જવા હુકમ છે ઠાકોર સાહેબે ઉત્તર આપ્યો કે આ મારા heir apparent છે આ સમાચાર કાઇ અણધાર્યા ન હતા પણ દરબારી અધિકારીઓ સમક્ષ સદ્ગત લીંબડી નરેશે કોઇ ઉદગાર કાઢ્યા હોય તો તે પ્રથમજ હતા

ગીર્ટન વિઝિટ માટે નક્કી થયેલ શમીયાણામા જતા રસ્તામા બાપુશ્રીએ દાદભાને ગાડીમા કહ્યુ કે-" ત્યા કોઇ માણસ વખતે fuss કરે તેટલા માટે તુ ઉતરીને એકબાજુ બેસી જજે કોઇની સાથે બહુ મઝીશ નહિ" તે ઉપરથી શમીયાણામા પેસતાજ, એક ખૂણામા પડેલા કોચ ઉપર જઇને બેસી ગયા પણ બન્યુ એવુ કે લોર્ડ નોર્થકોટ ત્યાથી ફરતા ફરતા નીકળ્યા તેમણે દાદભાને જોયા, અને તુર્તજ તેમને બોલાવી, તેમનો હાથ પકડી એક કોચ ઉપર પોતાની પાસે બેસાડી, તેમની સાથે વાતો કરવા માડી કેમકે તેમની સાથે દાદભાને અગાઉથી ઓળખાણ હતી લોર્ડ નોર્થકોટ મુબઇથી અમદાવાદ રસ્તે થઇને દિલ્હી દરબારમા આવતા હતા, તે વખતે અમદાવાદમા સર ફ્રેડરીક લેલીએ તેમના માનમા ગાર્ડનપાર્ટી આપી હતી તે વખતે દાદભા પણ અમદાવાદ રસ્તે થઇને દિલ્હીમા મેનોવર્સમા ભાગ લેવા જતા હતા તે વખતે અમદાવાદ તેમને લોર્ડ નોર્થકોટ મળ્યા હતા, અને મેનોવર્સ સબધમા વાતો કરી હતી તે પ્રસગ યાદ લાવીને નોર્થકોટે શમીયાણામા દાદભા સાથે વાતો કરી કેટલીક હકીકત પૂછી

દાદભાની આ પ્રકારની ઓળખાણ જોઇ સદ્ગત બાપુશ્રીને બહુ સારૂં લાગ્યું. દાદભા heir apparent નહિ છતાં પોતે તેમને સાથે લાવેલા, અને આ પ્રમાણે તેમને લોર્ડ નોર્થકોટની ઓળખાણનો પ્રસંગ પડેલો જોઇ પોતે ઘણા પ્રસન્ન થયા અને તેમના મુખમાંથી ઉદ્ગારો નીકળી પડયા કે “ બીજા heir apparent કરતાં પણ તમને સારો ચાન્સ મળ્યો.”

ઠાકોર સાહેબે લીંબડીના રાજ્યવહીવટમાં દોલતસિંહજીની સહાયની માગણી કરી હતી, અને તેઓ લીંબડીમાં રહે એમ ઇચ્છયું હતું. પરંતુ એ કામ માટે પોતાની શકિત સંબંધમાં શંકાશીલ હોવાથી દોલતસિંહજીએ એ માગણી સ્વીકારી ન હતી. વળી પોતાની લેન્સર્સ પ્રત્યે તેમને બહુ મમત્વભાવ હતો. તેમ છતાં તેમની પ્રિય લેન્સર્સનો ટુંક વખતમાં ત્યાગ કરવાનું તેમના માટે નિર્માયું હતું.

જામનગરમા કેપ્ટન ફ્રોન્સની જગ્યાએ કેપ્ટન પેટન આવ્યા, જે એક મહાન સૈનિક હતા. તેમના પછી કેપ્ટન ટેલબટ આવ્યા, જેઓ એ સમય અને સ્થાન માટે બંધ-બેસતા ન હતા, અને રાજદ્વારી ખટપટનો પ્રવાહ ખાળવા અશક્ત નીવડયા હતા.

જામ જસાજી પોતાના નવા પ્રેમપાત્રોના હાથમાં પરવશ હતા, અને તેઓ માહેના એકની બ્હેન સાથે લગ્ન કર્યાં હતાં. એ નવી રાણીના ભાઇને લેન્સર્સની લગામ આપવા તેમની ઇચ્છા હતી.

દૌલતસિંહજી જામનગર પાછા ફર્યા કે તરતજ તેમણે ઉભી થયેલી નવી પરિસ્થિતિ જોઇ લીધી. જે લેન્સર્સ માટે તેમણે પોતાનું સર્વસ્વ અર્પ્યું હતું તે સંબંધમાં તો કાંઇ દોષારોપ કરી તેમને દૂર કરી શકાય તેમ ન હતું. તેથી આ ટેકીલા રજપુતે, જામ સાહેબ પોતાના દરબારીઓથી વીંટળાઇને બેઠા હતા ત્યાં જાતે જઇ પોતાનું રાજીનામું રજુ કર્યું. તેમણે જામસાહેબને સ્પષ્ટપણે કહી સંભળાવ્યું કે તેમને આવી ખટપટમાં ઉતરવા કાંઇ જરૂર ન હતી. પોતે ઇચ્છા બતાવી હોત તો તરત રાજીનામું આપી દેત. એ વાતનો ત્યાંજ અંત આવ્યો. જામ જસાજીએ શરમાઇને કાંઇ પણ ઉત્તર આપ્યો નહિ.

જામસાહેબને પોતાનો વિચાર ફેરવવાની કાંઇપણ તક નહિ આપતાં તેજ દિવસે દૌલતસિંહજીએ જામનગર છોડી દીધું. ત્યાંથી પોરબંદરમાં સેનાધિપતિ તરીકે દાખલ થયા, અને એ રીતે તેમણે, પોરબંદરના નામદાર મહારાજા રાણા સાહેબને વચન આપેલ કે કદાચ તેઓ જામનગર છોડશે, તો પ્રથમ પોરબંદર આવશે, તે વચનનું પ્રતિપાલન કર્યું.

---

## પ્રકરણ ૬ ઠું.

સને ૧૯૦૩ માં જ્યારે દૌલતસિંહજી પોરબંદરમાં ગયા ત્યારે ત્યાંની પરિસ્થિતિ બહુ અવ્યવસ્થિત હતી. સદ્ગત રાણા વિક્રમસિંહને નામદાર બ્રિટિશ સરકારે ગેરવહીવટના સબબથી પદભ્રષ્ટ કર્યા હતા.

વિક્રમસિંહજી બહુ વિચિત્ર સ્વભાવના અને અનિષ્ટ ચારિત્ર્યવાન હતા. તે વખતે તેમના પૌત્ર ભાવસિંહજી રાજકુમાર કૉલેજમાં ભણતા હતા અને પોતે પદભ્રષ્ટ હોવા છતાં પોતાની હયાતી દરમ્યાન, ભાવસિંહજીને પોરબંદરના રાજકર્ત્તા તરીકે સ્વીકારવાની ના પાડતા હતા. સરકાર પણ તેમને પ્રસન્ન રાખવા તેમની હાએ હા કહ્યા કરતી, જે ભાવસિંહજીના હક્કમાં નુકશાનકારક હતું. સરકારે વહીવટ કરનાર બે અંગ્રેજ અધિકારીઓ નીમ્યા. પ્રથમ સર ફ્રેડરીક લેલી, અને તે પછી મિ. મોરીસન. વિક્રમસિંહે કરેલી અંધાધુનીમાંથી રાજ્યનો ઉદ્ધાર કરવા તેઓએ ઠીક પ્રયત્ન કરેલો.

જ્યારે મહારાજા ભાવસિંહજી ગાદીનશીન થયા ત્યારે તેમની ઉમર બહુ નાની ન હતી. તેમના બીન જવાબદાર જીવન અને નાલાયક સોબતીઓથી સરકારને લાગ્યું કે તેઓ સારો વહીવટ કરી શકશે નહિ. તેથી તેમને ગાદી

નશીન કરી દિવાન તરીકે સરકારે પોતાનો માણસ મુકયો. તે દિવાનનું નામ મિ. મણીલાલ.

દોલતસિંહજી મણીલાલ સાથે રહેતા. તેઓને જામનગર માંથીજ મૈત્રી થયેલી હતી, જે ભવિષ્યમાં બન્ને માટે બહુ સુયોગસંપન્ન હતી. રાણા સાહેબને દોલતસિંહજી તરફ બહુ પ્રેમભાવ હતો અને જ્યારે જ્યારે દિવાનસાહેબ કાગળો લઇ તેઓ નામદાર પાસે આવતા ત્યારે રાણા સાહેબ હુમેશાં દોલતસિંહજીને ત્યાં હાજર રખાવતા. ભાવસિંહજી નિખાલસપણે દોલતસિંહજીની સૂચના પ્રમાણે બધું કરતા, અને કેટલીકવાર દિવાન સાહેબની સૂચના કરતાં તેમની સૂચનાને વધુ પસંદગી આપતા.

એક દિવસે મણીલાલે દોલતસિંહજીને કહ્યુ કે "તમે સેનાધિપતિ હોવા છતાં દિવાન તરીકેનું પણ કામ કરો છો તે બરાબર નથી." જો કે દોલતસિંહજી એ પ્રકારનું કામ નામદાર રાણાસાહેબને પ્રસન્ન રાખવા ખાતરજ કરતા, છતાં તેમણે મિ. મણીલાલના દ્રષ્ટિ બિંદુ સ્વીકાર્યું અને કોઇ રીતે તેમનું મન ન દુભવવું એમ નકી કર્યું. મિ. મણીલાલે હુકમ કાઢયો કે પોલીસખાતાના વડાએ ભવિષ્યમાં દરેક મહિનામા ત્રણ અઠવાડીયા ડિસ્ટ્રિકટમાં અને એક અઠવાડીયું શહેરમાં પસાર કરવું. દોલતસિંહજીએ તે સામે કાંઇ વાંધો ન લીધો. રાણાસાહેબને એ વાતની ખબર પડી ત્યારે બહુ ગુસ્સામાં આવી ગયા, અને દિવાન સાહેબનો હુકમ ફાડી નાખ્યો.

પોતાના હુકમની આ દશા થયેલી જોઇ મણીલાલને બહુ ખીજ ચઢી. તેમણે દૌલતસિંહજીને કહ્યું કે કાયદેસર રીતે પોતાનો હુકમ રદ કરવા રાણાસાહેબને સત્તા નથી. કેમકે રાણાસાહેબની રાજકર્ત્તા તરીકેની સત્તા બહુ મર્યાદિત રાખવામાં આવી હતી. વસ્તુતઃ તેમના રાજ્યવહીવટ ઉપર અગીયાર અંકુશો મુકવામાં આવ્યા હતા. તેમાંનો એક એ હતો કે તેમનાથી દિવાન સાહેબના હુકમમાં દખલગીરી થઇ શકે નહિ. બીજા શબ્દોમાં કહીએ તો દિવાન એ પોરબંદર રાજ્યમાં સર્વોપરી સત્તા હતી.

ભાવસિંહજી રાજા હોવા છતાં, નહિ રાજા જેવી સ્થિતિમાં જોઇ દૌલતસિંહજીને બહુ દુઃખ થયું. દૌલતસિંહજીએ મણીલાલને કહ્યું કે આ અંકુશો જવાજ જોઇએ. પરંતુ મણીલાલ સંમત થયા નહિ. તેમણે કહ્યું કે આ અંકુશોજ તેમના અને દૌલતસિંહજી જેવા અધિકારીઓ માટે સલામતી રૂપ હતા, નહિ તો બીજા કોઇ ખુશામતીઆ સત્તાધીશો થઇ પડે.

છતાં દૌલતસિંહજીએ ભાવસિંહજીને પૂર્ણ સત્તા અપાવવા નિશ્ચય કર્યો, અને તે માટે, કર્નલ કેનેડી જેઓ રાજકોટમાં પ્રથમજ એજન્ટ ટુ ધી ગવર્નરના હોદ્દા ઉપર આવ્યા હતા તેમને લખાણ કરવા રાણાસાહેબને સલાહ આપી. એ મતલબનો રાણાસાહેબનો પત્ર લઇને દૌલતસિંહજી જાતે કર્નલ કેનેડી પાસે ગયા, અને રાણા સાહેબની માગણી માટે સહાનુભૂતિનું વાતાવરણ ઉભું કર્યું.

કેનેડી સાહેબે એવો જવાબ આપ્યો કે જો કે ભાવસિંહજીનો રાજવહીવટ સંતોષકારક હતો, પરંતુ તેમને ગાદી ઉપર આવ્યે હજી બહુ થોડો વખત વીત્યો છે તેથી છેવટે થોડા વખત માટે પણ ચાલતી ગોઠવણ કાયમ રાખવી. છતાં દોલતસિંહજીએ એટલી ચોક્કસ પ્રગતિતો મેળવી કે ભાવસિંહજીનો રાજ્યવહીવટ સરકારની નજરમાં સંતોષકારક ઠરાવી આપ્યો, જે ભવિષ્યમાં તેમના હેતુની સિદ્ધિ માટે ઘણું ઉપયોગી હતું.

થોડા મહિના વીત્યા પછી ફરીથી લખાણ કરવા માટે દોલતસિંહજીએ રાણાસાહેબને સલાહ આપી, અને તે સાથે પોતાની આ યોજનામાં મોરબીના મહારાજા સાહેબ સર વાઘજી કે જેઓ રાણાસાહેબના સાળા થતા હતા તેમની સહાય લેવા પણ સૂચના કરી. સ્વાભાવિક રીતે પોતાના બનેવી રાણાસાહેબને કુલ સત્તા મળે તેમાં સર વાઘજીની લાગણી હોયજ, અને એક શરતે મદદ કરવા તેમણે વચન આપ્યું. એ વચન એ કે પોરબંદરમાં દિવાન તરીકે મોરબી દરબારની પસંદગીનો માણસ રાખવો. રાણાસાહેબને એ સામે કાંઇ વાંધો ન હતો.

તે વખતે મુંબઇના ગવર્નર સાહેબ લોર્ડ નોર્થકોટના પોલિટિકલ સેક્રેટરી તરીકે મિ૦ ક્લોડ હિલ–પછીથી સર ક્લોડ હિલ, જેઓ હાલ આઇલ ઓફ મેનના ગવર્નર તરીકે છે, તેઓ હતા. દોલતસિંહજી, રાણાસાહેબ તથા મોરબી ઠાકોર સાહેબને સાથે લઇ મુંબઇ નામદાર ગવર્નર સાહેબની

મુલાકાતે ગયા; નામદાર રાણાસાહેબનો કેસ તેમના સમક્ષ મુકાયો અને તે તેમના લાભમાં નિર્ણીત થયો. ઠાકોર સાહેબ સર વાઘજીના માણસ મિ૦ મોરારજીભાઇ પોરબંદરમાં દિવાનપદે આવ્યા. પરંતુ નામદાર રાણાસાહેબને પોતાનોજ માણસ એ સ્થાને જોઇતો હોવાથી મોરારજીભાઇ વધુવાર ટકી શકયા નહિ. તેમણે થોડા વખતમાં રાજીનામું આપ્યું.

તે પછી દૌલતસિંહજીએ પોરબંદરના બંદરને ફ્રી પોર્ટ કરવામાં સહાય કરી. તે વખતે એજન્ટ ટુ ધી ગવર્નર તરીકે મિ૦ ફિટ્ઝીરાલ્ડ સી. એસ. આઇ. હતા. તેઓ તેમના હાથ નીચે કામ કરવાવાળાઓને અને ખાસ કરીને ખટપટીયા અને નબળા માણસો માટે બહુ ત્રાસરૂપ હતા.

તે વખતે ભાવનગર ફ્રી પોર્ટ હતું. ત્યાંનો અને મુંબઇના બંદરની જકાતનો દર સમાન હતો. એટલે કે બન્ને સ્થળે સાત ટકા જકાત લેવાતી. ભાવનગર ફ્રી પોર્ટ થયું ત્યારથી પોરબંદરનો વેપાર પડી ભાંગ્યો હતો. પોરબંદરનું ગામ છાયા જે ત્યાંથી બેજ માઇલ દુર છે તેને પોતાનો માલ બ્રિટિશ હદમાં દાખલ કરવા માટે બસો માઇલ દૂર ભાવનગરની હદમાં જવું પડતું. પોરબંદરે પોતાનો પડી ભાંગેલો વેપાર સજીવન કરવા જકાતનો દર સાતથી ઓછો કરી પાંચ ટકાનો કર્યો.

મિ૦ ફિટ્ઝીરાલ્ડ જેઓ સને ૧૮૯૨ પછી દૌલતસિંહજીને

સારી રીતે પીછાણુતા થયા હતા, તેમણે આ સંબંધમાં એક કરારનામું તૈયાર કર્યું. જેની રૂએ પોરબંદરે સાત ટકા જકાત રાખવા તથા પોરબંદરના બંદરનો વહીવટ કરવા માટે સરકારી પોર્ટ-ઓફીસર રાખવા આવશ્યક હતું. દોલતસિંહજીએ મહારાજા રાણાસાહેબને ફ્રી પોર્ટ અને સમાન હક્ક માટે મજબુત રહેવા સલાહ આપી.

મિ૦ ફિટ્ઝીરાલ્ડ કે જેમણે એમ ધારેલ હતું કે દોલતસિંહજી પોતાના મિત્ર હોવાથી તેઓ કહેશે તેમ હા પાડશે, તેઓ આ જોઇને બહુ ગુસ્સે થયા. દોલતસિંહજીએ એજન્ટ ટુ ધી ગવર્નર સાહેબને ચોકખું જણાવી દીધું કે જે કાર્ય રાજ્યના હિતની વિરૂદ્ધ છે તેમાં પોતાના અંતરાત્માની વિરૂદ્ધ સલાહ તેઓ કદી આપી શકશે નહિ. તેમ કરવામાં કદાચ તેમના અંગત હિતને નુકશાન થાય અગર રાજીનામું આપવા જરૂર પડે તો તે માટે પણ પોતે તૈયાર છે એમ તેમણે કહ્યું. દોલતસિંહજી આથી વધુ શું કહી શકે ?

વાટાઘાટ ઘણી લાંબી ચાલી. એક તરફ મહાન સામ્રાજ્યની સત્તાનું હિત, અને બીજી તરફ એક નાનકડા રાજ્યનું હીત, અને તે નાનકડા રાજ્ય તરફથી ખરી લડત ચલાવનાર એકજ સાચો પુરૂષ દોલતસિંહજી. કેમકે મિ૦ ફિટ્ઝીગેરલ્ડ જેવા સિંહ સ્વભાવના પુરૂષનો સામનો તેમના સિવાય બીજા કોઇ કરી શકે તેમ ન હતું. પરંતુ આખરે દોલતસિંહજીની નેકનિષ્ઠાવાળી સેવાની કદર મિ૦ ફિટ્ઝી-

શહેરે કરી, અને પોરબંદર ફ્રી પોર્ટ થયું.

પોરબંદરમાં દૌલતસિંહજીએ બે નવા મિત્રો કર્યા. એક અત્યારના નામદાર આગાખાન અને બીજા પાલણપુરના સદ્દગત નામદાર નવાબ સાહેબ.

નામદાર આગાખાન પોતાના અનુયાયી વર્ગમાં કેટલું મન્માન અને પ્રતિષ્ઠા ધરાવે છે તેનો ખ્યાલ પશ્ચિમની પ્રજાને ભાગ્યેજ આવી શકે. તેઓ એક મહાન રાજદ્વારી પુરૂષ છે એટલુંજ નહિ પણ ખોજાઓના ધાર્મિક વડા પણ છે. વસ્તુતઃ તેમનું થુંક પણ પવિત્ર મનાય છે. આ મહાન વિગ્રહ ચાલતો હતો તે વખતનો એક પ્રસંગ આ લેખકને યાદ છે. તે વખતે મિત્રરાજ્યો માટે વિજયની આશા બહુ મંદ હતી. એકત્રિત થયેલ સ્ત્રીઓમાંથી એક જણીએ ત્યાંસુધી કહેવાનું સાહસ કર્યું કે આ યુદ્ધમાં જરૂર બ્રિટિશનો પરાજય થશે. તેવામાં એક ખોજા સ્ત્રી વચમાં કુદી પડી અને કહ્યું કે-"કદી નહિ, એવું ન બોલો. એમ બોલવું એ ધર્મનિંદા છે."

બીજી કેટલીક સ્ત્રીઓએ અજાયબ થઇ કહ્યું કે એમાં ધર્મનિંદા કયાં સમાએલી છે.

તે ખોજાબાઇએ કહ્યું કે "અમારા પીર, અમારા આગાખાન સાહેબ, અમારા ઇમામ સાહેબ સરકારના પક્ષમાં છે તેથી સરકાર જરૂર જીતવાજ જોઇએ."

નામદાર આગાખાન એક પ્રબળ વ્યક્તિત્વસંપન્ન, સહૃદય અને ઉચ્ચત્તમ સંસ્કારી મહાપુરૂષ છે. તેમના માતુશ્રી

લેડી અલીશાહ પણ ઘણાં પ્રભાવશાળી, કદાવર બાંધાનાં અને પુરૂષ જેવા અવાજવાળાં સ્રી છે. તેઓશ્રી દૌલતસિંહજીને પોતાના પુત્રવત્ ગણે છે, અને દૌલતસિંહજી પણ તેઓશ્રીને પોતાના માતા સમાન ગણી ચાહે છે અને સન્માનેછે.

પાલણપુરના સદ્દગત નવાબસાહેબ શેરમહમદખાનજી દૌલતસિંહજીને અત્યંત પ્રેમપૂર્વક ચાહતા, અને એ પ્રેમભાવ તેમણે પોતાના જીવનપર્યંત નીભાવ્યો હતો. તેમનું હૃદય મહાન હોવા, છતાં શરીરે દુબળા અને નાજુક બાંધાના હતા, અને કોઇને ભાગ્યેજ કલ્પના આવી શકે કે તેમને હાલના નામદાર નવાબ સાહેબશ્રી તાલેમહમદખાનજી જેઓ લીગ ઓફ નેશન્શના પ્રતિનિધિ છે, અને નવાબઝાદા યાવરહુસેનખાનજી જેવા કદાવર બાંધાના રાજકુમારો હશે. નામદાર ઠાકોરસાહેબ શ્રી દૌલતસિંહજી લીંબડીની ગાદીએ આવ્યા પછી નામદાર નવાબસાહેબ શ્રી શેરમહમદખાનજી ઘણીવાર લીંબડી પધારતા, અને તેઓશ્રી પાલણપુર નજીક રહેતા, એક ફકીરની ઘણી અજાયબ વાતો કહેતા.

એ બધી વાતોમાં સહુથી વધુ અજાયબ વાત તેમના નાના પુત્ર ચારૂભાઇના લગ્ન સંબંધી હતી. એ ફકીરે નામદાર નવાબસાહેબને કહ્યું હતું કે ચારૂભાઇ તેમના લગ્ન પછી એક માસે ગુજરી જશે. તેથી નવાબસાહેબ ચારૂભાઇના લગ્ન થવા દેતા નહિ. જ્યારે નવાબ શ્રી શેરમહમદખાનજી સ્વર્ગવાસી થયા ત્યારે ચારૂભાઇની ઉમર એકત્રીશ વર્ષની હતી અને ત્યાંસુધી અવિવાહિત રહ્યા હતા. નવાબઝાદા

સાહેબે ફકીરની વાતને એક વહેમ જેવી ગણી કાઢી અને લગ્ન કર્યાં. ગમે તેમ હો, પણ ખરેખર એક મહિને ચારૂભાઈનો આત્મા આ સંસાર તજી ચાલ્યો ગયો. આ ખેદકારક પ્રસંગમાં સાંત્વન રૂપ એટલી ઘટના હતી કે પ્રભુએ કૃપા કરી એ વિયોગી બાળ વિધવાને પુત્ર આપ્યો હતો, જે ચારૂભાઈ સ્વર્ગસ્થ થયાં પછી યોગ્ય સમયે પ્રાપ્ત થયો હતો.

સર પ્રભાશંકર પટણી—સૌરાષ્ટ્રનો એ ભવ્ય વૃદ્ધ પુરૂષ તેમની પીછાણ પણ જામનગર અને પોરબંદર, નિવાસ દરમ્યાન થઈ હતી. અને તે દિન પ્રતિદિન વધતી ચાલી. આજે તેને ત્રીશ વર્ષ થઈ ગયાં છે, અને તે મૈત્રીભાવ સવિશેષ દઢીભૂત થયેલ છે.

તાજુબીની વાત એ છે કે સર પ્રભાશંકર અને મહારાણા દોલતસિંહજીને એક સરખી રીતે હાર્દિકભાવે ચાહનાર એક મહા પુરૂષ હતા. તે જામનગરના સુવિખ્યાત વૈદ્ય ઝંડુભટજી. તેઓ ધન્વંતરીના અવતાર રૂપ લેખાતા હતા. તેઓ સર પ્રભાશંકરના નિકટના સંબંધી હતા. મહાત્મા ઝંડુભટજીએ તે બન્ને માટે એવી ભવિષ્ય વાણી ઉચ્ચારી હતી કે "તમો બન્ને જણા, તમારી જ્ઞાતિમા એક વ્યક્તિ જેટલી હદે આગળ વધી શકે તેટલી પરાકાષ્ઠાવાળી ઉત્કૃષ્ટ સ્થિતિએ પહોંચશો."*

પરમકૃપાળુ પરમાત્માએ, એ મહાપુરૂષનો સંકલ્પ સફળ કરી બતાવ્યો છે. એ બન્ને મહા પુરૂષો પોતપોતાના ક્ષેત્રમાં ઉત્કૃષ્ટ સ્થાન શોભાવી રહ્યા છે.

## પ્રકરણ ૭ મું.

સને ૧૯૦૪ માં પોરબંદરના નામદાર મહારાણા સાહેબ સાથે દોલતસિંહજી મુંબઇમાં નામદાર પ્રિન્સ ઓફ વેલ્સ, જેઓ હાલમાં શહેનશાહ પંચમ જ્યોર્જ છે, તેમની મુલાકાતે આવ્યા. નામદાર પ્રિન્સ ઓફ વેલ્સ એપોલો બંદર ઉપર ઉતરવાની રાહ જોતા તેઓ બેઠા હતા, તે વખતે જુનાગઢના નવાબ સાહેબ રસુલખાનજી પણ ત્યાં આવ્યા હતા. તેમનો દોલતસિંહજીને ભેટો થયો. નામદાર નવાબ સાહેબ દાદભાને જુનાગઢમાં લઇ જવા માટે ઇન્તેજાર હતા. નામદાર નવાબ સાહેબ બધી આંગળીઓ ઉપર વીંટીઓ પહેરતા હતા, અને ઘણીવાર આ વીંટીઓ એકજ દિવસમાં અદ્રશ્ય થઇ જતી. કેમકે તેઓશ્રી પોતાના કૃપાપાત્રોને ઉદારતાપૂર્વક આપી દેતા.

દોલતસિંહજીને જોઇને નવાબ સાહેબ નજીક આવ્યા અને સ્હેજ ગંભીરપણે પૂછયું કે–" તમે જુનાગઢ કરતાં પોરબંદરને પસંદગી આપી, તેથી જુનાગઢ કરતાં પોરબંદર બહુ મોટું રાજ્ય છે? " દાદભાએ કહ્યું–" ના, ના, એમ કાંઈ હોય ! પણ મેં નામદાર રાણા સાહેબને ત્યાં જવાનું વચન આપેલ હતું." નામદાર નવાબ સાહેબે તુર્તજ

આંગળીમાંથી ત્રણ વીંટીઓ કાઢી અને દૌલતસિંહજીએ ઘણી ના પાડવા છતાં એક વીંટી તેમની આંગળીમાં પહેરાવી, જે વીંટી હજી પણ હિંદુસ્થાનમાંથી ઝડપથી અદૃશ્ય થતા પ્રકારના એ રાજવીના સ્મરણચિન્હ તરીકે ઠાકોર સાહેબ સાચવી રહ્યા છે.

નામદાર રાણા સાહેબ, નામદાર પ્રિન્સ ઓફ વેલ્સને મળી આવ્યા, અને નામદાર પ્રિન્સ ઓફ વેલ્સે સામી મુલાકાત પણ આપી. આ રીટર્ન વિઝિટ પેડર રોડ, મલબાર હિલ ઉપર આવેલા શાંતિ ભુવનના બંગલામાં અપાઇ હતી. જે મકાન સદ્ગત શેઠ નરોત્તમ મોરારજીનું હતું. આ સદ્ગત શેઠ હમણાંજ લોનાવલા પાસે આવેલ ટાઇગર હિલ ઉપરથી અકસ્માતથી પડી જઇ સ્વર્ગસ્થ થયા છે. આ મુલાકાત ઉપરથી એક રસપ્રદ પ્રસંગ ઉભો થયો હતો, જે નામદાર પ્રિન્સ ઓફ વેલ્સની અદ્ભુત સ્મરણ-શકિત સૂચવે છે.

બંગલાના જે ઓરડામાં મુલાકાત લેવાનુ ઠરેલ હતું તેના પડદા તદ્દન દેશી બનાવટના હતા. તે હિંદુસ્થાનમાંજ બની શકે એવી ખાસ રીતે તૈયાર કરવામાં આવ્યા હતા. એ પડદાનું કપડું ખાસ કારીગરો પાસે તૈયાર કરાવવામાં આવ્યું હતું. અને તેને બાધણીની ઢબે રંગાવી તૈયાર કરવામાં આવ્યા હતા. આ બાંધણીનું કામ ઘણું અટપટું અને ઘણા સમય અને ધિરજની અપેક્ષા રાખનારૂં હોઇ, તે મોંઘુ પરવડે છે.

આ પડદા જોઇને નામદાર પ્રિન્સ ઓફ વેલ્સને ઘણી અજાયબી થઇ હતી. છુટા પડતી વખતે હાર તોરા, પાન અત્તર વિગેરેની વિધિ થઇ. આવા શુભ પ્રસંગે પાન ઉપર સોનાનો વરખ ચોડવામાં આવે છે, અને તે વરખ મધથી ચોટાડવામાં આવે છે. પાન ઉપર મધ જરા વધુ ચોપડયું હતું તેથી મધ બહાર નીકળી આવ્યું હતું. તે મધ પોતાનાં મોજાંને અડયું. મધ જોઇને નામદાર પ્રિન્સ જરા અચકાયા; દૌલતસિંહજી તે સમજી ગયા, અને તરતજ મધ લુછી નાખી નામદાર પ્રિન્સને મુંઝવણથી મુકત કર્યા. આ પ્રસંગનું અનુસંધાન તેના યોગ્ય સ્થળે આવશે.

મુંબઇમાં દૌલતસિંહજી નામદાર લીંબડી ઠાકોર સાહેબ જસવંતસિંહજીને પણ મળ્યા હતા. દૌલતસિંહજી પોરબંદરમાં રહે એથી ઠાકોર સાહેબ નારાજ હતા. કેમકે તેમને ભીતિ હતી કે પોરબંદરનું દરબારી વાતાવરણનું જીવન લીંબડીના ભવિષ્યના રાજ્યકર્ત્તા માટે કદાચ હાનિકારક નીવડે.

તે વખતે નામદાર રાણા સાહેબની તબીયત બહુ અસંતોષકારક રહેતી હતી. તેમને મૂત્રકૃચ્છ્ર અને સખત વાનું દર્દ હતું, અને સ્થાનીક ડોકટરે તમામ દાંત કાઢી નખાવવા સલાહ આપી હતી. દૌલતસિંહજીને ડર લાગ્યો કે નામદાર રાણા સાહેબને ડાયાબેટિસ હોવાથી દાંત કઢાવવામાં કદાચ નુકશાનકારક પ્રત્યાઘાત થાય, તેથી એ

વિષયંના નિષ્ણાત ડૉક્ટરની સલાહ વગર દાંત કઢાવવાની તેમણે ના પાડી. ડૉક્ટર માયર પાસે તપાસ કરાવતાં માલુમ પડયું કે નામદાર રાણા સાહેબને ક્ષયરોગ હતો, અને તે વખતે તે રોગ પ્રાથમિક ભૂમિકામાં હતો. આ નિદાન સાંભળી દૌલતસિંહજીને ઘણો આઘાત થયો.

ના. ઠાકોર સાહેબ સર જસવંતસિંહજીની તબીયત પણ ઠીક ન હતી. તેઓ નામદારના મહેલનો અમૂક ભાગ આગથી તારાજ થઇ ગયો હતો. તેના આઘાતની અસરથી તેઓ મુક્ત થયા ન હતા. આ ભયંકર આગમાંથી તેઓ નામદાર અને તેમના રાણી સાહેબ પહેર્યાં લુગડે નીકળી ગયાં હતાં. નામદાર ઠાકોર સાહેબનું ભવ્ય પુસ્તકાલય, અને હસ્ત લિખિત સંસ્કૃત પુસ્તકો એ અગ્નિ પ્રલયમાં વિનાશ થયાનું જ્યારે જ્યારે તેઓ નામદારને યાદ આવતું ત્યારે ત્યારે તેમની આંખમાંથી આંસુ વહી આવતાં.

ના. રાણા સાહેબના વ્યાધિનું આ પ્રકારનું ભયંકર નિદાન ન થયું હોત તો, દૌલતસિંહજીએ તેમના પાલક પિતા સાથે લીંબડી આવવા માટે પોરબંદર છોડયું હોત. પરંતુ નામદાર રાણા સાહેબના દર્દ સંબંધિ જે અણધારી ભયાનક પરિસ્થિતિ ઉભી થઇ હતી તે કારણથી તેમને રાણા સાહેબ સાથે રહેવાનું આવશ્યક થયું. ડૉક્ટર માયરે કહ્યું હતું કે જ્યાંસુધી બરોબર સંભાળપૂર્વક સારવાર કરવામાં આવશે ત્યાંસુધી દર્દની પ્રગતિ જરૂર અટકશે.

દૌલતસિંહજી નામદાર રાણા સાહેબને છોડીને ક્ષણ

## પ્રકરણ ૮ મું.

નામદાર ઠાકોર સાહેબ શ્રી દોલતસિંહજીનો લીંબડીની ગાદી ઉપર રાજ્યાભિષેક તા. ૧૪–૪–૧૯૦૮ ના રોજ થયો. તેમના જૂના મિત્ર મિ. ફિટ્‌ઝીરાલ્ડ તે વખતે પણ એજન્ટ ટુ ધી ગવર્નર હતા. અને લીંબડીની રાજ્યગાદી ઉપર તેઓ નામદારને બેસાડવાની વિધિ તેમના હસ્તક થઇ હતી. તે પ્રસંગે ઘણા નામાંકિત મીજમાનો હાજર હતા, અને તે પ્રસંગ પરત્વેનું મિ. ફિટ્‌ઝીરાલ્ડ સાહેબનું ભાષણ ઘણું રસપ્રદ હતું. સૌએ બહુ ધ્યાનપૂર્વક તે સાંભળ્યું હતું.

મિ. ફિટ્‌ઝીરાલ્ડે પોતાના ભાષણ દરમ્યાન કહ્યું કે:–" લીંબડીની ગાદીના સંસ્થાપક મંગુજી એ હરપાળદેવના પુત્રો પૈકીના એક હતા. હરપાળદેવ મૂળ મારવાડમાં આવેલા કરંટીમાંથી લશ્કર લઇ કાઠીઆવાડમાં નવમા સૈકામાં આવ્યા. અને ૮૫૪ માં મંગુજીએ જાંબુમાં ગાદી સ્થાપી. અને તે પછીનો ઇતિહાસ વીરત્વ અને શૌર્યથી ભરપૂર પ્રસંગોની પરંપરાનો છે.

" ઠાકોર સાહેબ, આપશ્રી પ્રખ્યાત ખેતાજીના સીધા વંશજ છો. આ ખેતાજીએ સરધારના ગોદડ વાઘેલા સાથે સગપણ કરેલી કન્યા સાથે પોતાનું લગ્ન કર્યું હતું. અને



THE THAKORE SAHIB OF LIMBDI AT 40 YEARS OF AGE

તેને લીધે તમારા વડવાઓ અને વાઘેલાઓ વચ્ચે ઘણા વખત સુધી યુદ્ધ ચાલ્યું હતું અને તેથી રાજ્ય લગભગ પાયમાલ થઇ ગયું હતું. સને ૧૪૮૬ માં ખેતોજી કુંદણીની લડાઇમાં મરાયા. અને તે પછી ઘણા સમય પર્યંત જે રાજ્યકુટુમ્બના આપશ્રી અત્યારે શિરછત્ર બનોછો તે રાજ્યકુટુમ્બ ઘણી ઘણી વિપત્તિઓમાંથી પસાર થયું હતું.

"ગુમાવેલું સદ્‌ભાગ્ય કાંઇક અંશે વીર સાંગુજીએ પાછું મેળવ્યું. તે સાંગુજી આપના વડવા ભાણજીના નાના ભાઇ થતા હતા. ખેતાજીના સહુ કુંવરોએ મળી સંઘાજીને પસંદ કરવાનું કારણ એ હતું કે સહુથી મોટા કુંવર નાગજી શરીરે અશક્ત હતા, અને તે કારણથી નેતા પદને માટે અયોગ્ય હતા, અને સાંગોજી બાલ્યાવસ્થાથીજ તેમના પિતાના પડખે રહી ઉછરેલા હતા, અને તેમના પાસેથી યુદ્ધ કુશળતા પ્રાપ્ત કરી હતી. તે વખતે આપના રાજ્યનો વિસ્તાર ઘણો મંદ હતો. પરંતુ સાગાજીએ મુસલમાનો પાસેથી જાંબુ જીતી લીધું અને પાછળથી કુંદણી પણ મેળવ્યું.

"તે પછી ઘણા સમય સુધી તમારા પૂર્વજોએ જુદા જુદા સ્થળોએ રહી રાજ્ય ચલાવ્યું. હરભમજી પહેલાએ ગાદી ઉપર આવી લીંબડીને પાટનગર તરીકે નક્કી કર્યું, અને તે અદ્યાપિ પર્યંત ચાલુ છે. આ પ્રકારે લીંબડીનું રાજ્યકુટુમ્બ દુનિયાના પ્રાચીન રાજવંશો માહેલું એક છે, અને આપશ્રી જે ઉજ્જવળ કારકીર્દીમાં અત્યારે પ્રવેશ કરો છો, તેને

દઢ રાખવા તથા દોરવા માટે અનેક વિજયવંતી કીર્તિ-
કથાઓ આપના રાજકુટુંબના ઇતિહાસમાં રહેલી છે.

"જે ઉચ્ચ સ્થાન આપ અત્યારે શોભાવી રહ્યા છો તેને
લાયકની ઘણી સરસ કેળવણી આપે સંપાદન કરી છે એમ
હું માનું છું. જામ વિભાજીની દ્રષ્ટિ તળે આપે જામનગરમાં
કેળવણી લીધી છે. અને તેમની છત્રછાયા નીચે મોટા
થયા છો, અને તેઓશ્રીએ આપને જામનગરની ઇમ્પીરીયલ
સર્વિસ લેન્સર્સના વડા બનાવ્યા હતા. તે લેન્સર્સને
વસ્તુતઃ આપેજ ઉભી કરી, વ્યવસ્થિત કરી, અને કેળવી,
અને તેર વર્ષ સુધી આપ તેના અધ્યક્ષપદે રહ્યા.

"તે દરમ્યાન અને તે પછી પણ આપશ્રી અનેક દેશી
તેમજ યુરોપીયન બ્રિટિશ કેવેલરિ રેજીમેન્ટોમાં શિક્ષણ
મેળવવા માટે જોડાયા હતા. અને જેના જેના હાથ નીચે
આપે કામ કર્યું છે, તેનો ઉંચામાં ઉંચો મત એક સરખી
રીતે સંપાદન કરી શકયા છો.

"હું જાણું છું કે તે નામાંકિત સૈનિક, સદ્ગત કર્નલ
ચીઝમ જે પાચમી આઇરીશ લેન્સર્સના વડા હતા, તેમણે
અધિકારી તરીકેના તમારા ઉમદા સદ્ગુણોનો અને તમારા
વ્યક્તિગત ચારિત્ર્યનો ઘણો ઉચ્ચ મત બાંધ્યો હતો. અને
તમારા માટે દફતર ઉપર એવું લખાણ મુકતા ગયા છે કે
આપ એક શ્રેષ્ઠ અધિકારી (Splendid Officer) હતા."

"આપ ઇમ્પીરીયલ સર્વિસ ટ્રુપ્સમાં જોડાએલા હતા
ત્યારે આપે ઓસ્ટ્રેલીયા અને ન્યુઝીલાન્ડની મુલાકાત લીધી

હતી. અને તે છોડ્યા પછી પોરબંદરમાં અને બીજા સ્થળોએ આપે રાજ્યવહીવટનો બહોળો અનુભવ મેળવેલ છે. આપના માટે દફતરો ઉપર સારામાં સારી નોંધ છે. આપે પ્રાપ્ત કરેલ વિવિધ અનુભવ, કર્તવ્યનું ઉત્કૃષ્ટ ભાન અને શાસન કાર્યની નૈસર્ગિક શક્તિ, જે આપે લશ્કરી તાલીમમાંથી મેળવી છે, તે સર્વ આપને રાજકર્ત્તા તરીકે ઘણીજ લાભપ્રદ નીવડશે.

"આપનું જીવનકાર્ય સરલ નથી. રાજકર્ત્તા તરીકેની જવાબદારીઓ મહાન છે, અને પ્રલોભનો અનેક હોય છે. પરંતુ આપના ચારિત્ર્યબળ સબંધે મને જે માહિતિ છે તે ઉપરથી મને સંપૂર્ણ વિશ્વાસ છે કે આપશ્રી આપની જવાબદારી બહુ સમજણપૂર્વક અદા કરશો, ન્યાયપૂર્વક રાજ્યશાસન ચલાવશો, અને આપના રાજ્યની પ્રજા આપના જાગૃત અને પ્રગતિશીલ રાજ્યવહિવટના લાભો સંપૂર્ણપણે ભોગવશે.

"ઠાકોર સાહેબ, આપના રાજ્યારોહણને આપની પ્રજા કે જે આપને સારી રીતે જાણે છે તેમણે બહુ પ્રેમપૂર્વક વધાવી લીધેલ છે, અને એ રીતે સદ્દગત રાજકર્ત્તાની ઈચ્છાને તેમણે સંમતિ આપી છે. કાઠીઆવાડના ઘણાખરા રાજકર્ત્તાઓ, જેમાં તમારા ઝાલા રાજકર્ત્તા બંધુઓ, વાંકાનેર, ચુડા, અને સાયલાનો સમાવેશ થાય છે, તેમણે તથા હિંદુસ્થાનમાં દૂરના રાજ્યકર્ત્તાઓ અને મિત્રોના હાર્દિક અભિનંદનના સંદેશાઓ આ મંગલ પ્રસંગે આવેલા છે.

ભાયાતો પૈકીના કોઇને પસંદ કરવાની પોતાની હકુમતના અમલમાં દત્તક લેવાની સદ્દગતની ઇચ્છાને વ્યાજબી વજન આપ્યું છે, કે જે ઇચ્છા કોઇ અણધાર્યા પ્રસંગોના કારણે અમલમાં આવી શકી ન હતી. રાજકર્ત્તાના વારસની પસંદગી કરવામાં સરકારનું મુખ્ય ધ્યેય એ હોય છે કે, જે રાજ્ય તેમને હસ્તગત કરવામાં આવે છે તેનું શ્રેય કેમ થાય. તેથી પસંદ કરાયેલ વ્યક્તિની અંગત લાયકાત એ સહુ કરતાં અગત્યનો વિચાર છે અને આ કિસ્સામાં તે વિચાર પ્રત્યે સંપૂર્ણ લક્ષ્ય આપવામાં આવેલ છે."

તલસાણા પક્ષનો દખલગીરીનો આ રીતે છેવટનો અંત આવ્યો.

ગંગાસ્વરૂપ નામદાર બામાસાહેબને તીર્થયાત્રા કરવાની બહુ તિવ્ર ઇચ્છા હોવાથી નામદાર ઠાકોર સાહેબે તે માટેની બધી તૈયારીઓ કરી. તે યાત્રામાં નામદાર ઠાકોર સાહેબ નામદાર ગં. સ્વ. બામાસાહેબ, સદ્દગત ઠાકોર સાહેબના ભાઇનાં વિધવા, બેલાવાળાં હિરાબા સાહેબ, નામદાર અ. સૌ. રાણીસાહેબ, તેઓ નામદારના બે કુંવરી સાહેબો કુંવરી સાહેબ શ્રીરૂપાળીબા (પોરબંદરના નામદાર અ. સૌ. મહારાણી સાહેબ) અને કુંવરી સાહેબ શ્રીપ્રતાપબાસાહેબ હતાં. તેઓ સર્વ બનારસની યાત્રાએ પધાર્યાં. નામદાર રાજકુમાર સાહેબો રાજકોટ રાજકુમાર કોલેજમાં અભ્યાસ માટે પધાર્યા હતા. નામદાર યૂવરાજ સાહેબ પછીના કુમારો

નામદાર કુમારશ્રી પ્રતાપસિંહજી, ફત્તેહસિંહજી અને ઘનશ્યામસિંહજી હતા.

યાત્રા કરીને લીંબડી પધાર્યા પછી નામદાર ઠાકોરસાહેબ કુમાર સાહેબોની સંભાળ કાઢવા રાજકોટ પધાર્યા. ઇડરના નામદાર મહારાજા સર પ્રતાપસિંહજી તે વખતે રાજકોટમાં હતા. તેમણે નામદાર યૂવરાજશ્રી દિગ્વિજયસિંહજી સાથે, ઇડરના સદ્ગત મહારાજા સાહેબ કેશરીસિંહજીનાં કુંવરી સાહેબ શ્રીનંદકુંવરબાના સગપણ સંબંધિ, નામદાર ઠાકોર સાહેબ પાસે માગણી કરી. તે વખતે નામદાર યૂવરાજ સાહેબની ઉમર ફક્ત ૧૪ વર્ષની હતી, અને ઇડરના કુંવરીશ્રીની ઉમર લગભગ ૧૩ વર્ષની હતી.

નામદાર ઠાકોર સાહેબે આનાકાની કરવા માંડી તેમતેમ સર પ્રતાપનો નિશ્ચય વધતો ચાલ્યો. એ કાર્ય સંપાદન કરવા માટે તેમણે જેટલું બને તેટલું કર્યું, જેટલું કહેવાય તેટલું કહ્યું. સામાજીક દ્રષ્ટિએ પણ આ લગ્ન લીંબડી માટે અગત્યનું હતું. ઇડર એ જોધપુરની શાખા છે અને રાઠોડ મહારાજાની કુંવરી ઠાકોરસાહેબના કુમારશ્રી સાથે જોડાય એ લીંબડીના માટે અસામાન્ય સન્માન હતું.

કુંવરીશ્રી નંદકુંવરબાના મામા-મુંડેટીના ઠાકોર એમણે સર પ્રતાપસિંહજી પાસે આવી કહ્યું કે "મહારાજા કેશરીસિંહજીનાં પુત્રીનો સંબંધ માત્ર ઠાકોર સાહેબની પદવી ધરાવનાર રાજકર્તાના કુમાર સાથે થાય તે યોગ્ય નથી. મહારાજા કેશરીસિંહજીની બ્હેન, હિંદના ક્ષાત્રકુળ શિરોમણિ

ઉદેપુરના મહારાજા સાહેબ વેરે પરણાવ્યાં હતાં."

મહારાજા સર પ્રતાપસિંહે સુડટી ઠાકોરને, એથી વધારે સારૂં સ્થાન અગર વધારે સારો સંબંધ શોધી લાવવા કહ્યું. અને વધારામાં કહ્યું કે પોતે પોતાની ભત્રિજી માટે એવું સ્થાન પસંદ કરે છે કે જ્યાં તે વધુમાં વધુ સુખ મેળવી શકશે.

નામદાર ઠાકોર સાહેબે આખરે તે સબંધની હા કહી. પરંતુ એ શરતે કે નામદાર યુવરાજ સાહેબ ઇટનથી અભ્યાસ કરી પાછા પધારે નહિ ત્યાં સુધી લગ્ન ન કરવાં. ફેબ્રુઆરી ૧૯૧૦ માં સર પ્રતાપે એ પ્રમાણે વચન આપ્યું, પરંતુ એ વચન પાળવાનો સર પ્રતાપનો ઇરાદો ન હતો, એ પછીના પ્રસંગોથી જણાયું.

તેમણે એવું બહાનું બતાવ્યું કે "હું હવે લાંબુ જીવવાનો નથી અને મારા મૃત્યુ પહેલાં મારી ભત્રિજીનું લગ્ન થયેલું જોવા હું માગું છું." સદ્‌ભાગ્યે, એ ભલા પુરૂષ તે પ્રસંગ પછી ઘણા વર્ષો જીવ્યા, પરંતુ પોતાનું મૃત્યુ નજીક છે એ પ્રકારની તેમની શ્રદ્ધા તેમની ધારેલી મુરાદ પાર પાડવામાં તેમને સહાયભૂત થઇ અને તા. ૨૦ મે ૧૯૧૦ની તિથિ એ મંગળ કાર્ય માટે નક્કી થઇ. નામદાર શહેનશાહ એડવર્ડ સાતમાના ખેદકારક સ્વર્ગવાસના પ્રસંગથી પણ ચલિત થઇને સર પ્રતાપે પોતાનો નિશ્ચય બદલ્યો નહિ. અલબત એ લગ્ન બહુ શાંતિપૂર્વક કરવામાં આવ્યાં અને જે સરકારી અમલદારો તેમાં ભાગ લેવાના હતા તે આવી ન શક્યા.

લીંબડી એ જૈનોની બે શાખાઓની ગાદીનું સ્થાન છે. સતરમા સૈકાની મધ્યમાં અજરામરજી મહારાજ જેઓ એક સમર્થ સાધુ પુરૂષ હતા તેમણે લીંબડીમાં જન સ્થાનકવાસી સંપ્રદાયની ગાદિ સ્થાપી. આ સ્થાનકવાસી જૈન સંપ્રદાય સવંત ૧૫૩૧ માં અમદાવાદમાં ઉત્પન્ન થયો. તેનો ઉત્પાદક લોંકાશાહ નામનો એક ગૃહસ્થ હતો. તેઓ ક્ષત્રીય વંશના હતા અને નાણાવટીનો ધંધો કરતા હતા. અને યુરોપમાં મહાન સુધારક લ્યુથરના સમકાલીન હતા. તેઓ એવા સરસ લહીયા હતા કે જ્ઞાનરૂષિ નામના એક જૈન સાધુએ તેમને કેટલાક પ્રાચીન શાસ્ત્રોની નકલો કરવા આપી. લોંકાશાહે તે માગણી સ્વીકારી અને તે પ્રાચીન હસ્તલિખિત ગ્રંથોની નકલો કરવામાં એ જુના સિદ્ધાંત ગ્રંથો અને તેની ટીકાઓ વાંચવાની અને તેને હૃદયંગમ કરવાની તક મેળવી.

લોંકાશાહે તે સૂત્રોના વાંચન ઉપરથી જે સાર કાઢયો હતો તે તેણે જાહેરમાં મુકયો, અને એ પ્રકારે તેણે શરૂ કરેલી પ્રવૃત્તિને સારો ટેકો મળ્યો. લોંકાશાહ પોતે વૃદ્ધાવસ્થાને કારણે સાધુ થવા માટે યોગ્ય ન હતા, પરંતુ તેમણે પોતાના મતના ૪૫ સાધુઓ ભેગા કર્યા, જેમણે લોંકાશાહના કાઢેલા અર્થનું સમર્થન કર્યું. આ નવા મંડળનું નામ "લોંકાગચ્છ" પડયું જે અદ્યાપિ પર્યંત પ્રચલિત છે.

આ નવું શિક્ષણ કાઠીઆવાડ, ગુજરાત, માળવા, કચ્છ અને તેની આસપાસના પ્રદેશમાં વિસ્તાર પામ્યું. તેમણે મૂર્તિ પૂજાનો નિષેધ કર્યો, તેમજ બાહ્યવિધિ વિધાનોનો

પણ બહિષ્કાર કર્યો, અને આંતરિક સાધના જે વસ્તુતઃ જૈન દર્શનનું હૃદય છે તેનેજ સારભૂત ગણી તેના ઉપર ભાર મૂકયો. સાધુઓના આચારના અંગ ઉપર તેમણે ખાસ ભાર મૂકયો, અને સર્વ પ્રકારની શિથિલતાનો અંત લાવ્યા.

આ સંપ્રદાયમાંથી સવંત ૧૭૧૬, સને ૧૬૬૦ માં એક પ્રસિદ્ધ સાધુ થયા. તેમણે નવાણું શિષ્યો કર્યા. આ શાખાના અજરામરજી એક હતા. તેમણે લીંબડીમાં સ્થાનકવાસી સંપ્રદાયની ગાદી સ્થાપી. તેમના યુગના તેઓ પ્રખ્યાત સાધુ પુરૂષ હતા. તેમનો જન્મ જામનગર નજીક આવેલા પડાણા ગામે થયો હતો. તેમની વિધવા માતાને તેઓ એકજ સંતાન હતા. ૧૭૬૩ માં તેમના માતુશ્રી અને તેમણે સાથે દિક્ષા ગ્રહણ કરી. સ્વામીશ્રી અજરામરજીની મહત્તા અને અદ્દભુત શક્તિઓ વિષે આજે પણ અનેક દંતકથાઓ પ્રચલિત છે. સને ૧૮૩૪ ના શ્રાવણ વદી એકમના રોજ લીંબડીમાં તેમનો દેહ વિલય થયો. તેમના જીવનના છેલ્લા પાંચ વર્ષ વૃદ્ધાવસ્થાની અશક્તિના કારણે તેમણે લીંબડીમાં વ્યતિત કર્યાં હતાં.

લીંબડીમાં જૈન સંપ્રદાયની ગાદી હોવાના કારણે, આ સંપ્રદાયના જૈનોના એક રાજકર્તા તરીકે લીંબડી નરેશને સવિશેષ અગત્યતા મળે છે, અને પ્રજાના આ વર્ગની ઇચ્છાને અનુસરી, નામદાર ઠાકોર સાહેબ ગાદીએ પધાર્યા પછી તુર્તજ પવિત્ર દિવસોએ અને શ્રાવણમાસમાં પશુ વધની મના કરી છે.

મુંબઈના હિંદુ સમાજે સર હરકીશનદાસના પ્રમુખપદે, નામદાર ઠાકોર સાહેબને એક આભાર નિવેદનનું માનપત્ર આપેલ હતું. અને પછી નામદાર ઠાકોર સાહેબે જ્યારે પોતાના પ્રદેશમાંથી ગાયોનો નિકાસ બંધ કર્યો ત્યારે મુંબઈની ઝાલાવાડી જનસભાએ, ઓનરેબલ જસ્ટીસ ગણુપત સદાશીવ રાવના પ્રમુખપદે, આભાર નિવેદનનું બીજું માનપત્ર આપ્યું હતું.

નામદાર ઠાકોર સાહેબના આ દ્રષ્ટાંતનું અનુકરણ તે પછી બીજા અનેક હિંદુ રાજકર્ત્તાઓએ કરેલ છે. પરંતુ બીજા અનેક સુધારાની પેઠે, આ સુધારો પ્રથમ લીંબડીમાંજ નામદાર લીંબડી નરેશના મંગળ હસ્તે થયો હતો, અને બીજા રાજ્યોએ તેનું અનુકરણ કર્યું હતું.



## પ્રકરણ ૯ મું.

નામદાર શહેનશાહના રાજ્યારોહણનો દરબાર તા. ૨૭ નવેમ્બર ૧૯૧૧ ના. રોજ ભરવાનો હતો. અને નામદાર ઠાકોર સાહેબ તે પ્રસંગ ઉપર દિલ્હી પધાર્યા હતા. પ્રાચીન દિલ્હી ફોર્ટના ખાસ ગોઠવાયેલા સ્ટેશને નામદાર શહેનશાહ ઉતર્યા, તે વખતે બધા રાજકર્ત્તાઓ ત્યાં.હાજર હતા.

ઉદેપુરના મહારાણા, જેઓ સને ૧૯૩૦ માં સ્વર્ગસ્થ થયા, તેઓ નામદાર શહેનશાહના ચીફ-ઇન-વેઇટીંગ હતા, અને તેઓશ્રી નામદાર શહેનશાહની પછવાડે ચાલતા હતા. રાજકીય સૃષ્ટિમાં સહુ કોઇ જાણે છે કે, ઉદેપુર, હૈદ્રાબાદની પછી બેઠક લેવા ના પાડે છે. પરંતુ એ આંટીને કેવા બુદ્ધિ ચાતુર્યથી ઉકેલવામાં આવી હતી, તે ભાગ્યેજ કોઇ જાણતું હશે.

અગાઉના કોઇ ઉદેપુર નરેશ સંબંધે એવી વાત પ્રચલિત છે કે નામદાર શહેનશાહ એડવર્ડ, પ્રિન્સ ઓફ વેલ્સ તરીકે હિંદુસ્થાનમાં પધાર્યા હતા. તે વખતે ઉદેપુરનો આ મુશ્કેલીભર્યો પ્રશ્ન ઉપસ્થિત થયો હતો. તે વખતના મહારાણા સાહેબ, નામદાર પ્રિન્સ ઓફ વેલ્સને મળવા માગતા હતા. પરંતુ નામદાર નિઝામ પછી બીજા નંબરે મુલાકાત

લેવા તેઓ ખુશી ન હતા, અને વળી તે વખતે નામદાર નિઝામ જાતે પધાર્યા ન હતા. પરંતુ તેમના પ્રતિનિધિ તરીકે સર સાલારજંગ આવ્યા હતા. ઉદેપુરના રેસીડન્ટે, જેઓ એક વખતે નામદાર શહેનશાહ એડવર્ડના સહાધ્યાયી હતા, તેમના બુદ્ધિ–ચાતુર્યથી, અને તેથી વિશેષ નામદાર શહેનશાહ, જેઓ મહાન શાંતિ સ્થાપક ગણાતા હતા, તેમની અદ્ભુત વિચક્ષણતાથી એ પ્રસંગ આબાદ પાર ઉતરી ગયો.

ઉદેપુરમાં બે ખાસ મંત્રી સભાઓ છે. તે "સોલા–બત્રીશી" ના નામથી ઓળખાય છે. એક સભામાં સોળ રજપુત અમીરો, અને બીજી સભામાં બત્રીશ અમીરો હોય છે. આ મંત્રી–સભા બે હેતુથી રચવામાં આવી હતી. એકનો ઉદ્દેશ પ્રાચીન શિષ્ટ પરંપરાને વળગી રહેનાર રજપુતોને રક્ષણ આપવા માટે, અને મુસલમાનોને પોતાની કન્યાઓ આપવાના દબાણ સામે ટેકો આપવાનો હતો. બીજી મંત્રી સભાનો ઉદ્દેશ રાજ્યના બંધારણ અને પ્રતિષ્ઠા સંબંધે પ્રજાનો શું મત છે તે મહારાણાને જાહેર કરી તેમને દોરવાનો હતો.

મહારાણા હમેશાં આ સોલા–બત્રીશીના અભિપ્રાયથી નિયંત્રિત થતા હતા. આ મંત્રી સભા, સર સાલારજંગ પછી મહારાણા શ્રી નામદાર શહેનશાહની મુલાકાત લે, એ વાત સાથે સંમત ન હતી. અન્યપક્ષે વિચારવાન રેસીડન્ટ પણ મહારાણા સાહેબ સહુ પહેલાં નામદાર શહેનશાહને

મળી શકે તેની અગત્ય જોઇ શકયો હતો. રેસીડન્ટે નામદાર મહારાણાને પોતાની સાથે અજ્ઞાતપણે મુંબઇ આવવા વિનંતિ કરી, અને ત્યાં તેમની પ્રતિષ્ઠાનું બરોબર સંરક્ષણ કરવામાં આવશે તેની ખાત્રી આપી.

મહારાણા રેસીડન્ટની સાથે ગયા. પરંતુ મુંબઇ સરકાર હૈદ્રાબાદના પ્રતિનિધિ પહેલાં મહારાણાશ્રીની મુલાકાત નહિ કરાવવા મક્કમ હતી. આથી રેસીડન્ટ નિરાશ થયો. નામદાર પ્રિન્સ ઓફ વેલ્સ બંદર ઉપર ઉતરે તે પહેલાં રેસીડન્ટે સ્ટીમર ઉપર જઇને તેમને પોતાનું કાર્ડ મોકલ્યું. નામદાર પ્રિન્સ ઓફ વેલ્સે રેસીડન્ટને, પોતાના જૂના સહાધ્યાયીને બોલાવ્યા, અને તેમની હકિકત સહાનુભૂતિપૂર્વક સાંભળી. પોતાની હંમેશની રીત પ્રમાણે નામદાર પ્રિન્સે તે મુશ્કેલીનો તોડ કાઢયો, જે અદ્દભુત વિચક્ષણતા માટે તેઓ નામદાર સુવિખ્યાત હતા. નામદાર પ્રિન્સે રેસીડન્ટને કહ્યું કે-"આનો રસ્તો તમને હું કાઢી આપું. મહારાણાશ્રીને આંહી બોલાવી લાવો. હું આંહીજ તેમને મળી લઇશ." તે પ્રમાણે તુર્તજ કરવામાં આવ્યું. નામદાર શહેનશાહને ઉદેપુર તરફ ઘણી મમતા હોવી જોઇએ એ આ પ્રસંગ ઉપરથી પ્રતીત થાય છે. તે મુલાકાત પછી નામદાર મહારાણા સ્પેશીયલ ટ્રેનમાં તરતજ ત્યાંથી રવાના થઇ ગયા.

આ રાજ્યારોહણ દરબારમાં એવી મુશ્કેલ પરિસ્થિતિનો પરિહાર કરવા માટેજ મહારાણાશ્રીને ચીફ-ઇન-વેઇટીંગ તરીકે નીમ્યા હતા.

નામદાર મહારાણા મહાદેવના ઉપાસક છે. તેઓ પોતાને એકલિંગજીનાં દિવાન કહેવરાવે છે, અને આજે પણ શિવરાત્રીના દિવસે શિવાલયમાં આખી રાત્રિ સંપૂર્ણ પોશાકમાં સજ્જ થઇ છડી હાથમાં લઇને ઉભા રહે છે.

દરેક ઝાલા રજપુતને "રાણા" નો ખિતાબ ઉદેપુર તરફથી મળ્યો છે. ઝાલાઓના એક પૂર્વજે, યુદ્ધક્ષેત્રમાં ઘવાયેલા રાણાનું જીવના જોખમે રક્ષણ કર્યું હતું. મહારાણાનું છત્ર અને પોશાક પહેરી, પોતે હાથી ઉપર બેસી, દુશ્મનના લશ્કરને પોતાની પછવાડે વાળી લઇ મહારાણાને યુદ્ધક્ષેત્રમાંથી ક્ષેમકુશળ બચાવી લીધા હતા. તે વીરનર સાદડીના રાણા હતા. જેઓ આજે પણ એકલિંગજીના બીજા દિવાન કહેવાય છે.

રાજપુત વીરત્વ સાથે સંકળાયેલી અનેક સુંદર દંત કથાઓ જન સમાજમાં પ્રચલિત છે. જેમાંથી થોડી કથાઓ અત્રે આપવામાં આવે છે.

ઉદેપુરની કુંવરીઓના સંબંધ સ્વાભાવિક રીતે મોટાં રજવાડાઓમાં થાય. પરંતુ જયપુર, જોધપુર આદિ મોટાં રાજસ્થાનોએ મુસલમાનો સાથે સંબંધ જોડવાથી, ઉદેપુરના મહારાણાશ્રીએ તેમની સાથેનો સંબંધ બંધ કર્યો હતો. તેથી દીર્ઘદૃષ્ટિ વાપરીને તેઓશ્રીએ દરેક જાતના યૂવાન રજપુતોને બોલાવી જાગીરો આપી, પોતાને ત્યાં માનપાનથી રાખ્યા હતા. તેમાંના ઘણાખરા સોલા–બત્રીશીના સભાસદો છે. તે પૈકીના સાદડીના ઝાલાઓને પણ બોલાવીને સન્માન-

મૂર્તિક રાખ્યા હતા. તેવીજ રીતે બીજા પણ ઝાલાઓના બે ઠેકાણાં છે, જેમના નામ ગોલકંદા અને દેલવાડા છે. તે જાગીરો લાખ લાખની ઉપજવાળી સારી સ્થિતિની છે. મહારાણાશ્રીનો આ પ્રમાણે કરવાનો ઉદ્દેશ આથી સ્પષ્ટપણે સમજી શકાય તેમ છે, કે, તેવો પ્રબંધ રાખવાથી તેઓશ્રીને કન્યાઓની લેવદેવ કરવામાં અડચણો ન પડે અને રજપુત લોહીની વિશુદ્ધિ સચવાય. આ પ્રમાણે સાદડીના રાણાને તેમણે પોતાની કુંવરી પરણાવ્યાં હતાં.

આ સાદડીના રાણા, જેઓ ઉદેપુરના નીચે એક ઝાલા રાજવી હતા તેમના ઉપર મહારાણાશ્રીની અત્યંત કૃપા હતી. અને તેમની સાથે પોતાનાં કુંવરીશ્રીને વિવાહિત કર્યાં હતાં કુંવરીશ્રી ખુબ ભપકા સાથે ઘણાં માણસોને સાથે લઇ સાદડી આવ્યાં. કુંવરીશ્રી એક હિંદુપત્ની તરીકે નમ્રભાવે આવે છે કે મહારાણાની રાજકુમારી તરીકે આવે છે તેની કસોટી કરવા સાદડીના રાણાને વિચાર થયો.

અગાશી ઉપર બન્ને એકલાં હતાં. તે વખતે રાણાએ કુંવરીને પોતાના હુક્કાની ચલમમાં, પાસેની સગડીમાંથી થોડા દેવતા ભરી લાવવા કહ્યું. અને પોતે હોકો તાજો કરી લેવા એટલે કે તેમાંનું પાણી બદલાવવા ઉભા થયા.

કુંવરીશ્રીએ કહ્યું " હું મહારાણાની બેટી છું. આવું હલકું ચાકરનું કામ મને સોંપતાં તમે શરમાતા નથી ?"

સાદડીના રાણાએ કહ્યું-" તમે મહારાણાની કુંવરી છો ખરાં, પણ હવે તો તમો મારી સ્ત્રી થઇને આવ્યાં છો,

એટલે અરસપરસ ધણીધણીયાણીના કામમાં આવી નાનપ કે મોટપ ન રાખવી જોઇએ."

કુંવરીએ કહ્યું કે:–"તમે કહો છો તે ખરૂં, પણ મારાથી એ કામ નહિ બને."

રાણાએ કહ્યું:–"અહિં અત્યારે બીજો કોઇ ચાકર નથી. ફક્ત આપણે બે જણાજ છીએ. હું હોકો તાજો કરવાનું હલકામાં હલકું કામ મારા હાથેજ કરૂં છું. તો પછી તમારે ચલમ ચડાવવાનું કામ કરવામાં નાનપ શા માટે સમજવી જોઇએ? અને છતાં તમારે ન કરવું હોય તો આ દાદરો ખુલ્લો છે. જ્યાંથી આવ્યાં ત્યાં પધારી જાઓ."

કુંવરી ગુસ્સામાં ઉભાં થઇ ગયાં અને દાદરેથી ધડધડ ઉતરી ગયાં. કેમકે તે પહેલીજ રાત હતી, તેથી ઉદેપુરથી જે સરંજામ અને તૈયારી સાથે આવેલા હતાં તે બધુંજ જેમનું તેમ હાજર હતું. તેમને હુકમ કરી તેની સાથે પોતે ચાલી ગયાં.

ઉદેપુર આવીને કુંવરીએ બધી વાત પોતાના માતુશ્રીને કહી, અને પોતાના પક્ષમાં લીધાં. માએ તે વાત રાણાશ્રીને કહી, અને સાદડીના મગરૂબ રાણા કે જેમણે મહારાણાશ્રીની કૃપાનો આ રીતે દુરૂપયોગ કર્યો હતો, તેમની જાગીર ખાલસા કરવા વિનંતિ કરી.

મહારાણા સંઘ બોલ્યા નહિ. તેમણે પોતાના સોલા-ખત્રીશીના બંન્ને મંત્રી મંડળો બોલાવ્યા. સોળ માંહે સાદડીના રાણા પણ સભ્ય હતા, તેમને પણ બોલાવ્યા.

સાદડીના રાણાને પોતાના ઉતાવળીઆ પગલાં માટે પશ્ચાત્તાપ થવા લાગ્યો. અને હવે શું થશે તેની વિમાસણ કરવા લાગ્યા.

આ સભા ભરવાનું સ્થળ, ખાસ કરીને મહેલના અંદરના ભાગમાં એવી જગ્યાએ રાખવામાં આવ્યું છે કે જ્યાં જવાને માટે એકેક માણસજ આવી શકે તેવો સાંકડો રસ્તો રાખવામાં આવ્યો છે. આમ રાખવાનું કારણ એ જણાય છે કે કોઇ હુમલો લઇને આવે તો ત્યાં તરત સંખ્યાબંધ માણસો હુમલા સાથે પહોંચી ન શકે. એ સ્થળમાં જતાં પહેલાં એક નાની અગાશી છે. જેની અંદર સહુ અમીરો પોતાની મોજડીઓ ઉતારે છે.

મંત્રીસભા ભરાતાં પહેલાં, મહારાણાશ્રીએ પોતાના એક ગુપ્ત અનુચરને એવી સૂચના આપી હતી કે સાદડીના રાણાની મોજડી અમૂક જગ્યાએ સંતાડીને રાખી દેવી, કે જ્યાંથી કોઇને સહેલાઇથી જડી ન શકે. સોળા-બત્રીશીની સભાનું કામકાજ પુરૂં થયા પછી મહારાણાશ્રીએ સહુને રજા આપી અને સાદડીના રાણાને પાછળ રોકાવા કહ્યું અને તેમની સાથે કાંઇ આડી અવળી વાતો કરીને વખત લગાડયો.

ઉપર જે અગાશી હોવાનું કહ્યું છે તેના ઉપર બધી અટારીયો છે, જેમાં બેસીને જનાનો આવા સહુ પ્રસંગો નીહાળી શકે છે. મહારાણીશ્રી તથા કુંવરીશ્રીને આજની સભાનું કામ જોવા આવવા માટે, મહારાણાથી ખાસ સૂચના કરી ગયા હતા. તે અનુસાર તેઓ બન્ને અટારીમાં

હાજર રહી બધું જોતાં હશેજ.

મહારાણાશ્રી તથા સાદડીના રાણા વાતો કરતાં કરતાં પેલી સાંકડી ગલીમાંથી અગાશીમાં આવ્યા. ત્યાં જુએ છે તો સાદડીના રાણાની મોજડી જોવામાં ન આવી. એટલે બન્ને ચોતરફ શોધવા લાગ્યા. મહારાણાશ્રી તો મોજડી ક્યાં છે તે જાણતા હતા, તોપણ થોડા વખત સુધી આમ તેમ શોધ્યા કર્યું, અને પછી મોજડી જ્યાં હતી ત્યાંથી ઉપાડી લાવ્યા, અને પોતાના ખિસ્સામાંથી રૂમાલ કાઢી તેનાથી મોજડી લુછીને સાદડીના રાણા પાસે મુકી દીધી. આથી સાદડીના રાણાએ બહુજ માફી માગવા માંડી અને કહ્યું કે "આપ મારા ધણી છો, અને આ રીતે કરો તે કોઇ રીતે વ્યાજબી નથી." મહારાણાએ ઉત્તર આપ્યો કેઃ– એ વાત તમારી તદ્દન ખરીજ. આપણે રાજ્યનું કામ કરતા હતા તે વખતે તમે મારા સામંત હતા, પણ અત્યારે ખાનગીમાં તો તમે મારા જમાઇ છો. અને એ તરીકે તમે મારા પુજનીય છો. તેથી આ પ્રકારે તમારી મોજડી સાફ કરીને તમારી પાસે ધરૂં તેમાં હું કાંઇ ખોટું કરતો નથી."

આ દૃશ્ય ઉપર બેઠેલાં મા દીકરીએ નજરે જોયું અને તે જોઇને, રાણી કુંવરીએ કોઇપણ જાતની ચર્ચા કર્યા સિવાય પોતાનો રથ મંગાવવાની આજ્ઞા કરી, અને તેમાં બેસીને તરત સાદડી રાણાના મકાને ગયાં. દરેક ઉમરાવને ઉદેપુરમાં પોતપોતાના વભા પ્રમાણે મકાનો હોય છે અને ત્યાં એ ઉમરાવો કુટુમ્બ કબિલા સહિત રહી શકે છે.

ઉપરોક્ત ઘટના ઉદેપુરમાં બની કે સાદડીમાં બની તે કાંઇ ચોકસ જાણવામાં નથી. પરંતુ તેનો આ પ્રમાણે સુંદર અંત આવ્યો, અને બન્ને ધણી ધણીયાણી સારી રીતે રહ્યાં, તે મહારાણાશ્રીના ચાતુર્ય અને કાર્ય-કુશળતાનું ઉત્તમ દ્રષ્ટાંત પુરૂં પાડે છે. તેઓશ્રી મહારાણી અગર કુંવરી સાથે વાદવિવાદમાં ઉતર્યા હોત તો તાણાતાણમાં શું પરિણામ આવત તે કહી શકાતું નથી. આવી પરોક્ષ ઘટના ગોઠવીને, મૌનપણે સમાધાનીનો રસ્તો કાઢી આપવો તે કાંઇ સાધારણ વાત નથી.

જોધપુરના સદ્દગત મહારાજા સરદારસિંહ, સદ્દગત મહારાણાશ્રીનાં કુંવરી સાથે લગ્ન કરવા પધારવાના હતા, તે વખતે મહારાણાએ જોધપુર નરેશને કહેવરાવ્યું કે "લગ્ન પ્રસંગે જોધપુરની બીજેસાઇ પાઘડી પહેરીને પધારશો એવી હું ઉમેદ રાખું છું."

જોધપુર મહારાજા સાફો બાંધતા હતા, અને સાફો તે મુસલમાની પોશાક છે. ઉદેપુર નરેશને પોતાના દેશના પોશાકનું અભિમાન હોય તે સ્વાભાવિક છે પોતે હંમેશાં ઘવાડી પાઘડી બાંધતા. પોતે હયાત હતા ત્યાં સુધી પોતાના દેશની પાઘડી પહેરીને ન આવનારને પોતે મળતા નહિ. આથી જોધપુર મહારાજાને પોતાના દેશની બીજેસાઇ પાઘડી પહેરીને પરણવા પધારવા કહેવરાવ્યું.

જોધપુર નરેશે તે વાતની ચોખ્ખી ના કહેવરાવી અને પોતે સાફો ધારણ કરીનેજ આવશે એમ જણાવ્યું.

જોધપુર નરેશ સાથે સગપણ કર્યાંને ઘણાં વર્ષો થયાં હતાં, અને લગ્ન પ્રસંગે પોતાની પ્રતિષ્ઠાને આ પ્રમાણે આઘાત થવાથી મહારાણાશ્રીને બહુ લાગી આવ્યું. પરંતુ લગ્ન પુરાં થતાં સુધી એ અપમાન નિભાવી લેવા સિવાય બીજો માર્ગ ન હતો.

લગ્ન થયા પછી જમાઇને કિંમતી બક્ષિસો આપવાનો રિવાજ છે, અને તે માટે એક દરબાર ભરવામાં આવ્યો. તે વખતે મહારાણાશ્રીએ, જોધપુર નરેશને કહેવરાવ્યું કે "દરબારમાં આવો તે વખતે બીજેશાહી પાઘડી ધારણ કરીનેજ આવવું પડશે, અને કદાચ તેમ ન કરી શકો તો આવશો નહિ. એકવાર સગપણ થયા પછી ઉદેપુરની રાજ કુમારીને બીજે સ્થળે પરણાવી શકાય નહિ. પણ હવે લગ્ન થઇ ચૂકયું છે, એટલે કુંવરી કે મારા રાજ્યને કાંઇ હીણપ જેવું રહ્યું નથી. જો તમારે કુંવરીની જરૂર હોય તો ભલે, અને ન જરૂર હોય તો આવ્યા એ માર્ગે પાછા પધારો. પરંતુ મારા રાજ્યનો :એક નિયમ છે કે દરેક હિંદુએ પોતાનો જાતીય પોશાક પહેરવો જોઇએ. તે નિયમનું પ્રતિપાલન કરવા તમે ન માગતા હો તો મારા દરબારમાં આવવા તકલિફ લેશો નહિ."

આખરે મહારાજા સરદારસિંહજીને બીજેશાહી પાઘડી પહેરવીજ પડી, અને રીતસર પદ પોશાક થયા પછી કુંવરીશ્રીને સાથે લઇને જાન જોધપુર ગઇ.

હવે દિલ્હી દરબારની વાત ઉપર આવીયે. નામદાર

શહેનશાહ જ્યોર્જના સરઘસમાં અધિકારી વર્ગે બહુ ભૂલ કરી હતી. શાહી છત્રવાળી ગાડીમાં, છત્ર તળે માત્ર નામદાર શહેનશાહ બાનુજ બિરાજ્યાં હતાં અને નામદાર શહેનશાહ તેમના એસ્કોર્ટ સાથે ઘોડેસ્વાર થઈને આગળ ચાલતા હતા.

માનવ મેદનીથી ચિકાર લતાઓમાં થઈને પસાર થતી વખતે નામદાર શહેનશાહને બહુ થોડુંજ માન મળ્યું, અને કોઈની દ્રષ્ટિ કે ઓળખાણ વગર એમને એમ પસાર થઈ ગયા. કેમકે તેઓ નામદારની વફાદાર પ્રજાના ચક્ષુઓ તો શાહીછત્રવાળી ગાડી ઉપરજ ચોટેલાં હતાં, અને તેમાં નામદાર શહેનશાહને નહિ જોયાથી નિરાશ થયા હતા. અનેક પડદેનશિન સ્ત્રીઓ જેમણે નામદાર શહેનશાહના દર્શન કરવા માટે ખાસ મકાનો ભાડે લીધાં હતાં તેમને બહુજ સખત નિરાશા મળી.

તે વખતે હિંદમાં રાજકીય ચળવળ સખત ચાલતી હતી. અને બોમ્બના અત્યાચારની ભીતિ રખાતી હતી. સહુ કોઈને નામદાર શહેનશાહ પ્રત્યે એટલો બધો ભક્તિભાવ હતો કે તેઓ નામદાર આખા હિંદુસ્થાનમાં પ્રવાસ કરી સુખરૂપ પાછા પધાર્યા ત્યાં સુધીમાં * એક છમકલુ સરખું પણ થયું નહિ. છતાં અમલદારોએ ઉપરોક્ત ભીતિના કારણે નામદાર શહેનશાહને ઘોડા ઉપર બેસવા વિનંતિ કરી હતી. અને તેઓ નામદાર છત્રવાળી ગાડીની આગળ ૪૦-૫૦ વાર દૂર ચાલતા હતા. લોકોએ સાધારણ રીતે

તેમને એસ્કોર્ટના સ્વારો પૈકીના એક માની લીધા હશે. અલબત જેઓ નામદાર શહેનશાહને ઓળખતા હતા તેમણે તો પોતાનું સન્માન Homage ભાવપૂર્વક સમર્પ્યું હતું.

તે ઉપરાંત તે સરઘસના અંગે મોટામાં મોટી ભૂલ તો એ હતી કે જે ગાડીમાં નામદાર શહેનશાહ બાનુ બિરાજ્યાં હતાં તેના ઉપર એકને બદલે બે છત્રો રાખવામાં આવ્યાં હતાં. તે છત્રીઓ લાંબા દાંડાવાળી અને સોનેરી કામની ભરછકવાળી હતી એટલે ઘણે દૂરથી લોકોનું ધ્યાન ખેંચતી હતી. તેથી સહુ કોઇ તે છત્રીઓ તરફ જોઇ રહ્યા હતા, અને સ્વાભાવિક રીતે નામદાર શહેનશાહને ત્યાં બિરાજતા હોવાનું માનતા હતા. સહુનું તે તરફ આકર્ષણ હતું, પરંતુ તેમાં નામદાર શહેનશાહને ન ભાળતાં બહુ નિરાશ થયા હતા, અને તેને પોતાની કમનસિબી ગણતા હતા. બીજે દિવસે નામદાર ઠાકોર સાહેબે આ વાત નામદાર વાઇસરોય સાહેબને કરી હતી અને નામદાર શહેનશાહને ન જોવાથી લોકોની નિરાશાભરી લાગણી વ્યકત કરી હતી. પોતે આ ભૂલ કબુલ કરી હતી, અને કહ્યું હતું કે આ ભૂલ માટે તેમને બીજા ઘણે ઠેકાણેથી કહેવામાં આવ્યું હતું. તેમ છતાં, આમ થવામાં, તેમનો બહુ દોષ તો નજ કાઢી શકાય. કેમકે દરેક સાવચેતી રાખવા અમલદારવર્ગની ફરજ હતી.

હિંદના નૃપતિ મંડળે, તા. ૧૦ ડિસેમ્બરના રોજ

અગિયાર વાગ્યે નામદાર શહેનશાહને, શાહી છાવણીમાં બાંધવામાં આવેલા એમ્ફીથીયેટરમાં, પોતાનો ભક્તિભાવ પ્રદર્શિત કર્યો. એ દૃશ્યની સુંદરતા ખરેખર અવર્ણનીય હતી.

નામદાર શહેનશાહને હિંદી નૃપતિઓ તરફથી કેવી પદ્ધતિએ સન્માન આપવું તે રીતિ નક્કી કરવામાં આવી ન હતી. તેથી પ્રત્યેક રાજકર્ત્તાએ પોતાને જે સારામાં સારી રીત લાગતી હોય તે રીતે માન આપ્યું. અને ના. શહેનશાહે સહુ રાજવીઓનું હૃદયપૂર્વકનું સન્માન અને રાજભક્તિ સ્વીકાર્યાં. બ્રિટિશ શહેનશાહે જાતે હાજર થઇને સમૂહાત્મક રીતે રાજાઓનું સન્માન આ પહેલીજવાર સ્વીકાર્યું હતું.

નામદાર શહેનશાહના સુંદર વ્યક્તિત્વે હિંદુસ્થાનનો ઘણો ચાહ સંપાદન કર્યો. જ્યારે માન અકરામની વહેંચણીની ક્રિયા ચાલતી હતી, તે વખતે નામદાર શહેનશાહ ખાનુના ભાઇના તંબુમાં અકસ્માત લાય થયેલી. તે તંબુ ના. શહેનશાહના તંબુ પાસે હોવા છતાં, જાણે કાંઇજ થયું નથી એવી અદ્‌ભુત ધિરજ અને શાંતિ તેમણે બતાવી હતી, અને Investitureનું કામ શરૂ રાખ્યું હતું. એકત્રિત થયેલ સહુ કોઇના મન ઉપર અને ખાસ કરીને રજપુત નૃપતિઓ, જેઓ ધૈર્યના સાચા પૂજારીઓ છે, તેમના મન ઉપર ઘણી ગંભીર અસર થઇ.

પૂર્વે વર્ણવાએલા મલબાર હિલના પ્રસંગનું અનુસંધાન આંહી રાજ્યારોહણના દરબાર પ્રસંગે થાય છે. નામદાર ઠાકોર સાહેબ, નામદાર શહેનશાહ તથા નામદાર શહેનશાહ-

ખાનુને ખાણા પ્રસંગે તા. ૮ તથા તા. ૧૦ ડિસેમ્બરે, તથા ભવ્ય દરબારમાં તા. ૧૨ ડિસેમ્બરે અને સલીમગઢ કિલ્લામાં ગાર્ડન પાર્ટીમાં તા. ૧૩ ડિસેમ્બરે મળ્યા હતા. તે સિવાય બીજા નાના મોટા અનેક પ્રસંગે મુલાકાતનો લાભ મળ્યો હતો. તે પછી નવ તોપોનું માન ધરાવનાર રાજવીઓને ચાર મિનિટ સુધી વાતચીત માટે બોલાવવામાં આવ્યા તે વખતે નામદાર શહેનશાહે નામદાર ઠાકોર સાહેબને અચાનક પૂછ્યું કે " આપણે ક્યાં મળ્યા હતા ? " નામદાર ઠાકોર સાહેબે ઉપરોક્ત સ્થળોની યાદી આપી.

નામદાર શહેનશાહે માથું હલાવ્યું, અને મલબારહિલ ઉપરના હિંદી બનાવટના પડદાવાળા બંગલાની યાદી આપી.

તેમણે સહાસ્ય કહ્યું:–"પેલા ચિકણા પાન સંબંધી હું તમારો ઘણો આભાર માનું છું.

એક શહેનશાહ કે જેનું જીવન સેંકડો મિલનો અને પ્રસંગોથી ભરપુર હોય છે, તેઓ એક માણસ કે જે તે વખતે રાજા ન હતા તેમનો ચહેરો યાદ રાખી આવા પ્રસંગને સ્મરણમાં રાખી શકે તે માટે નામદાર ઠાકોર સાહેબને ઘણી અજાયબી થઇ.

શહેનશાહ જ્યોર્જની સ્મરણશકિત પણ ખરેખર "શહેનશાહી" હતી.

ચાર મિનિટની નિયત કરેલી હદ લંબાતી ચાલી.

નામદાર શહેનશાહના હજુરી જે તેઓ નામદારની પાછળ હાથમાં હાર લઈને ઉભો હતો, તેણે નામદાર ઠાકોર સાહેબને ઈસારો કરી હવે રજા લેવા સૂચવ્યું. પણ જ્યાં સુધી નામદાર શહેનશાહની વાત ચાલતી હોય ત્યાં સુધી તે અશક્ય હતું. પરંતુ હજુરીને એમ લાગ્યું કે આ વખત નામદાર ઠાકોર સાહેબ લંબાવે છે તેથી હારનો થાળ લઈને તે આગળ આવ્યો. નામદાર શહેનશાહે હજુરીને ઉદ્દેશીને પ્રખર રૂઆબથી કહ્યું "મને ખબર છે." હજુરી ક્ષણમાં ત્યાંથી અદ્રશ્ય થઈ ગયો.

તે દિવસથી નામદાર ઠાકોર સાહેબના હૃદયમાં નામદાર શહેનશાહના માટે અત્યંત હાર્દિક પ્રેમભાવ ઉત્પન્ન થયો. નામદાર ઠાકોર સાહેબ શહેનશાહમાં કાંઈક દિવ્યતાનું દર્શન કરે છે અને પ્રભાતમાં હમેશાં ઉઠતાંવેંત તેમની છબી નીહાળે છે. તેઓશ્રી કોઈવાર નામદાર શહેનશાહની છબી-વાળો પોસ્ટેજ સ્ટેમ્પ ફાડતા નથી.

કોઈ માણસે એકવાર નામદાર ઠાકોર સાહેબને પોસ્ટ સ્ટેમ્પમાંથી બનાવેલા સુંદર ચિત્રો બતાવ્યાં. પરંતુ તેમને તે પસંદ પડયાં નહિ. સ્ટેમ્પ ઉપરની નામદાર શહેનશાહની છબી આ પ્રમાણે કાપવી કે વિકૃત કરવી તે તેમને ઘણુંજ અયોગ્ય લાગ્યું. આ પ્રકારનો ભાવ તેમના હૃદયમાં અત્યંત દ્રઢમૂળ છે. તેઓ નામદારના નિવાસસ્થાનમાં પેટીઓની પેટીઓ પોસ્ટ સ્ટેમ્પોની ભરેલી જોવામાં આવે છે અને તેનો તેઓશ્રી કદી નાશ કરતા નથી.

રાજ્યારોહણના દરબારમાં નામદાર ઠાકોર સાહેબ તેમના જૂના મસ્કેટ્રી ઇન્સ્પેકટર કેપ્ટન કોકસને–તે વખતે Major General થયા હતા તેમને મળ્યા. આ બે જૂના મિત્રોનો મિલન-પ્રસંગ હજી પણ તેઓ બન્ને આનંદ-પૂર્વક યાદ કરે છે.

નામદાર ઠાકોર સાહેબે કહ્યું:–"હલ્લો, કોકસી, તમે અહિં શું કામ ઉપર છો ?"

તેમણે મિત્રભાવે છતાં ગંભીરતા પૂર્વક ઉત્તર આપ્યો, " હું એક ડિવિઝનનો જનરલ થયો છું અને દરબાર કમિટિમાં કેમ્પોના ચાર્જમાં છું. પરંતુ દાદલા, તમે અહિં શું કરો છો ?"

" હું તમારા કેમ્પોમાં રાજાઓ માંહેનો એક છું. " દાદભાએ ઉત્તર આપ્યો.

નામદાર શહેનશાહ અને શહેનશાહ બાનુએ હિંદુસ્થાનમાં ચોતરફ જે હાર્દિક સત્કાર મેળવ્યો તેથી દરેક રાજનિષ્ઠ નૃપતિને બહુ આનંદ થયો. અને હિંદુસ્થાનના દરેક વફાદાર શહેરી–રાજા અને પ્રજા સર્વ કોઇને, સન્માન અને રાજનિષ્ઠા* માટે પ્રખ્યાત હિંદુસ્થાન

* આજે ( ૧૯૩૦ ) આ શબ્દો ખરા નથી. અસહકાર અને ખોરાકોના બોયકોટથી, અને કુમળી વયના બાળકોના મન ઉપર અનિષ્ઠ અસર ઉપજાવવાથી, હિંદુસ્થાનની કીર્તિને હીણપ લાગી છે.

માંથી, કોઇપણ અનિચ્છનીય ઘટના બન્યા સિવાય, નામદાર શહેનશાહ ક્ષેમકુશળ પાછા પધાર્યા, તે માટે બહુ સંતોષ થયો.

આ શુભ પ્રસંગની યાદગીરીમાં અને પ્રભુ પ્રત્યેનો ઉપકાર નિવેદન કરવા રૂપે, લીંબડીમાં વિદ્યાર્થીઓને તે દિવસે મીઠાઇ વહેંચવામાં આવે છે.

---

## પ્રકરણ ૧૦ મું.

તા. ૬ એપ્રીલ ૧૯૧૨ ના રોજ નામદાર ઠાકોર સાહેબે, નામદાર યુવરાજશ્રી દિગ્વિજ્યસિંહજી સાહેબને ઇટનની કોલેજમાં દાખલ કરવા માટે ઇંગ્લાન્ડની મુલાકાત લીધી.

આ પ્રસંગે લોર્ડ મોર્લી સાથે બહુ યાદગાર વાતચિત થઇ. હિંદવાસીઓ ઇંગ્લાન્ડમાં કેળવણી લે તે લોર્ડ મોર્લીને પસંદ ન હતું, જો કે તેમાં તેમનો આશય શુભજ હતો. તેમણે નામદાર ઠાકોર સાહેબને પૂછયું કેઃ—" તમારા પુત્રને વિલાયતમાં કેળવણી આપવા લઇ આવ્યા તે પહેલાં એ સંબંધમાં આપે આપના કોઇ અંગ્રેજ મિત્રનો મત પુછયો છે કે કેમ ? ઠાકોર સાહેબે કહ્યું કેઃ—" મેં મારા બે મિત્રોને પૂછાવ્યું હતું. એક લોર્ડ રે અને બીજા લોર્ડ હેરીસ. હું જે ગોઠવણથી મારા કુંવરને અહિં અભ્યાસમાટે મૂકવા આવ્યો છું તે સાથે લોર્ડ રે સંમત હતા, પણ લોર્ડ હેરીસે ઇંગ્લાન્ડ લઇ જવા સંમતિ આપી ન હતી." તે પછી લોર્ડ મોર્લીએ બીજી પ્રસ્તાવિક વાતો કરી, પોતાની નરમાશભરી રીતે કહ્યુંઃ—" આપને નથી લાગતું, ઠાકોર સાહેબ, કે લોર્ડ હેરીસનો મત ખરો છે ? "

નામદાર ઠાકોર સાહેબે સાચા દિલથી ઉત્તર આપ્યો, " જ્યાં સુધી હિંદુસ્થાનમાં અંગ્રેજી કેળવણીના સાધનો હાલના જેવાં નિર્બળ છે, ત્યાં સુધી લોર્ડ હેરિસનો મત ખરો નથી. આપને એમ લાગે છે કે અમે અમારા સંતાનોને આટલે દૂર મોકલવા રાજી હોઇએ? અને અમારા પુત્રો સારી રીતે કેળવાય એ જોવાને અમે ખુશી ન હોઇએ તો આટલે બધે દૂર અમે તેમને મોકલીયે ખરા? મારા કુંવરે હિંદુસ્થાનની કોલેજમાં ડિપ્લોમા કલાસની ઉંચામાં ઉંચી પરીક્ષા સહુથી ઉંચા નંબરે પસાર કરી છે. છતાં પણ હું જ્યારે તેમને ઇટનમાં લઇ આવ્યો ત્યારે ઇટનના પાંચમા ધોરણમાં લેવા માટે પણ તેમની કેળવણી પુરી ગણવામાં આવી નહિ. તેથી પાંચમા ધોરણ નીચે અને ચોથા ધોરણ ઉપર એક મધ્યવર્તી વર્ગમાં તેમને દાખલ કરવામાં આવ્યા. તે ઉપરથી તમે જોઇ શકશો કે હિંદુસ્થાનમાં કેળવણીનું ધોરણ કેટલું હલકુ છે. તે ઉપરાંત અમારા પુત્રોને હરકોઇ શાખાની, કાયદાની, ઇન્જીનીયરીંગ ખાતાની કે વૈદકીય ખાતાની ઉંચી કેળવણી આપવાની હોય તો તેમને વિલાયતમાં આવ્યા સિવાય બીજો માર્ગજ નથી. જો આ સર્વ સગવડ હિંદુસ્થાનમાં હોય તો હું તમને ખાત્રી આપું છું કે આમાંના અર્ધા વિદ્યાર્થીઓની સંખ્યા પણ અહિં નહિ આવે. પણ મારે એટલું કહેવું જોઇએ કે એ બધું છતાં અહિંની કેળવણી, અહિંના વિદ્વાન અને પ્રગતિશીલ મહાનુભાવોનો પરિચય, અને કેમ્બ્રીજ અને ઓક્સ-

ફર્ડનું સંસ્કારી વાતાવરણ અમારા સંતાનોને અત્યંત આવશ્યક છે. અલબત, હિંદુસ્થાનમાં ઉંચી કેળવણીની સગવડ હોય તો, અહિંના ખર્ચાળપણાથી બચવા ખાતર, માબાપો પોતાના પુત્રોને જરૂર આટલેખધે દૂર ન મોકલે."

લોર્ડ મોર્લીએ કહ્યું કેઃ–" તમારો ખરેખરો એ અભિપ્રાય છે કે બારિસ્ટર વિગેરેની ઉંચી પરીક્ષાઓ હિંદુસ્થાનમાં લેવાવી જોઇએ?"

ઠાકોર સાહેબે કહ્યુંઃ–" મારો એ મજબૂત અભિપ્રાય છે. પણ મારે તમને કહેવું જોઇએ કે હિંદુસ્થાન અને વિલાયતની પરીક્ષાઓ જુદા જુદા વખતે અને જુદા જુદા પ્રકારની હોય તો તેની કાંઇ કિંમત કે ઉપયોગિતા નથી. એ બન્ને સ્થળે, એકજ પ્રકારની પરીક્ષા, એકજ પેપરો, અને એકજ વખતે હોય, તોજ ખરેખર આવકારદાયક થઇ પડે."

આ વાત લોર્ડ મોર્લીને બરોબર ગળે ઉતરી હોય એમ જણાતું હતું, અને પાર્લામેન્ટમાં દરખાસ્ત લાવી એ પ્રકારનો કાંઇ પ્રબંધ થતો હોવાનું નામદાર ઠાકોર સાહેબે તે વખતે સાંભળ્યું હતું. લોર્ડ મોર્લીના મન ઉપર તેની અસર થઇ હતી, તે એક બીજા દાખલા ઉપરથી પણ નામદાર ઠાકોર સાહેબને જણાયું હતું. તે દિવસે બપોરના વખતે, જ્યારે ખૂબ ધોધમાર વરસાદ વરસતો હતો તે છતાં, મિ. ગોખલે, નામદાર ઠાકોર સાહેબને મળવા માટે નાઇટસબ્રિજ વિલિંગ્ડન કોર્ટમાં આવ્યા. નામદાર ઠાકોર

સાહેબે એવા વરસાદના વખતે તકલીફ લેવાનું કારણ મિ. ગોખલેને પૂછતાં તેમણે ઉત્તર આપ્યો કેઃ—"હું આપને ધન્યવાદ આપવા આવ્યો છું." ઠાકોર સાહેબને સ્વપ્ને પણ ખ્યાલ ન હતો કે એ ધન્યવાદ શી બાબતમાં હશે. મિ. ગોખલેએ બધી વાત સવિસ્તર કહી સંભળાવી, અને કહ્યું કેઃ—"હું હમણાંજ લોર્ડ મોર્લીને મળીને સીધો આપની પાસે આવું છું. લોર્ડ મોર્લીએ જો કે આપનું નામ આપ્યું નથી, છતાં તેમણે કહ્યું હતું કેઃ—"હિંદુસ્થાનના એક રાજાએ, સાધારણ અંગ્રેજીમાં, જે. ઉદ્ગારો કેળવણી સંબંધમાં કાઢ્યા છે, તેથી મારા મન ઉપર ઉંડી અસર થઈ છે. એ વિચારો હૃદયની ઉંડી લાગણીના અને અનુભવપૂર્ણ છે, અને હું જરૂર એ સંબંધમાં મારાથી બનતું કરવાનો છું." એમ લોર્ડ મોર્લીએ મને કહ્યું તે ઉપરથી મને ખાત્રી થઈ કે એ દલીલ તેમની પાસે આપેજ કરી હશે. ખરેખર, આપે હિંદુસ્થાનની મોટી સેવા બજાવી છે. લોર્ડ મોર્લી તેમનાથી બનતું સર્વ કાંઈ કરે તેવા સહૃદય અધિકારી છે.

ઈટનમાં વેકેશન હતું. તે વખતે નામદાર ઠાકોર સાહેબ અને યુવરાજ સાહેબે, અજ્ઞાતરૂપે, આખા યુરોપમાં ફ્રાન્સ, ઇટલી, સ્વિટ્ઝરલાન્ડ, બેલજીયમ, ઓસ્ટ્રીયા, હંગેરી, અને હોલાન્ડમાં મુસાફરી કરી. ધી હેગની મુસાફરી વખતે એક નવાઈ જેવો પ્રસંગ બન્યો.

મુસાફરીનો કાર્યક્રમ બહુ સંભાળપૂર્વક નક્કી કરવામાં

આવ્યા હતા. હેગથી તેમને હેમ્બર્ગ જવાનું હતું, અને બધી મંડળી ત્યાંના જોવા જેવાં સ્થળો જોઇને આવે ત્યાં સુધીમાં ગાડીનો ડબો રીઝર્વ કરવાનો હતો, અને બીજી તમામ વ્યવસ્થા કરવાની હતી.

ગમે તે કારણથી તેઓ સહુ કોઇને સ્ટેશને આવવામાં વિલંબ થયો, અને બધી ગોઠવણ કરવાની જવાબદારી પ્રાઇવેટ સેક્રેટરીને શિર હતી. પણ તે રોકાઇ ગયા હતા. કાર્યક્રમ પ્રમાણે બધી ગોઠવણ થઇ શકે તે પ્રમાણે સ્ટેશને આવવામાં ઘણું મોડું થઇ ગયું હતું. વેટીંગરૂમમાં જઇને જુવે તો સામાન ન મળે, અને નામદાર ઠાકોર સાહેબના હજુરી ડાહ્યાભાઇ પણ ત્યાં જોવામાં ન આવ્યા. ડાહ્યાભાઇને પોતાની માતૃભાષા સિવાય બીજી ભાષાનું જ્ઞાન ન હતું તેથી તેમનું શું થયું હશે તેની પણ ફિકર થવા માંડી. જ્યારે ડાહ્યાભાઇ જોવામાં આવ્યા ત્યારે માલૂમ પડયું કે તેમણે ડબો રીઝર્વ કરાવ્યો હતો, હેમ્બર્ગ સુધી લગેજ બુક કરાવ્યો હતો, અને પાર્ટી આવવાની રાહ જોઇને ઉભા હતા. અંગ્રેજી ભાષા જાણ્યા સિવાય તેમણે આ બધી વ્યવસ્થા કરવા માટે શું ઉપાય લીધા હશે તે હજી સુધી કોઇ જાણી શકયું નથી.

યુરોપની મુસાફરી પુરી થયા પછી નામદાર ઠાકોર સાહેબ પારિસથી હિંદુસ્થાનમાં અને નામદાર યૂવરાજ સાહેબ ઇટનમાં પધાર્યા. નામદાર ઠાકોર સાહેબ તા. ૨૦ ઓગસ્ટે હિંદુસ્થાનમાં આવી પહોચ્યા.

ગાંધિના બોયકોટના સમયમાં પરદેશી કાપડની હોળીઓ કરવામાં આવી ન હતી.

માર્ચ ૧૯૧૩ માં નામદાર ઠાકોર સાહેબ રાજકુમારોની ઉચ્ચ કેળવણીની કોન્ફરન્સમાં હાજરી આપવા દિલ્હી પધાર્યા. ત્યાં લોર્ડ હાર્ડીંજ સાથે મુલાકાતનો તેઓ નામદારને પ્રસંગ આવતાં, એ અત્યાચારથી પોતાને થયેલ દુઃખ પ્રદર્શિત કર્યું હતું. અને લોર્ડ હાર્ડીંજ જેવા હિંદના સાચા સહાયક સંબંધીએ દુઃખદ ઘટના થયેલી જોઈ પોતાનો શોચ દર્શાવ્યો હતો.

ઘણા હિંદવાનો માને છે કે એ અત્યાચાર કોઇ હિંદીના હાથે થયેલો હોવો ન જોઇએ. પરંતુ એ બાબત હજી ગહનતામાં *ઢંકાએલી છે.

સને ૧૯૧૬ માં તે વખતના મુંબઇના ગવર્નર સાહેબ લોર્ડ વિલિંગ્ડને લીંબડીની મુલાકાત લીધી. આ મુલાકાત પ્રસંગે લેડી હેલન બ્રસીના મુબારક હાથે લીંબડીમાં ધી લેડી વિલિંગ્ડન ગર્લ્સસ્કુલ ખુલ્લી મૂકવામાં આવી. અને લોર્ડ વિલિંગ્ડનના શુભ હસ્તે, ધી કીંગ જ્યોર્જ કોરોનેશન હોસ્ટેલનો પાયો નાખવાની ક્રિયા કરવામાં આવી. આ બન્ને

+ આ પંક્તિઓ લખાયા પછી એવોજ ત્રાસદાયક બનાવ બન્યાની નોંધ દિલગીરી સાથે લેવી પડે છે. જો કે પ્રભુની કૃપાથી નામદાર વાઇસરોયને અકસ્માત આવી નથી. બરોબર ૧૭ વર્ષ પછી તેજ દિવસે તા. ૨૩ ડિસેંબરે લોડ અર્વિનની સ્પેશીઅલ નીકળવાની હતી ત્યા રેલના પાટા ઉપર, નવી દિલ્હીથી બે માઇલ દૂર, હુમાયુન કિલ્લા પાસે બોમ્બ મૂકવામાં આવ્યો હતો.




THE OPENING OF THE LADY WILLINGDON GIRLS SCHOOL BY LORD WILLINGDON

Lord Willingdon the Governor of Bombay (centre) accompanied by Lady Helen Brassey (on Lord Willingdon's right). The Thakore Sahib is just behind. The actual opening ceremony was performed by Lady Helen Brassey and the silver key and padlock are still in her possession

પ્રસંગોનો સવિશેષ ઉલ્લેખ હવે પછી કરવામાં આવશે. લીંબડીની મુલાકાત લેનાર ગવર્નરોમાં લોર્ડ વિલિંગ્ડન ત્રીજા હતા. પ્રથમ ૧૮૮૦ માં સર જેમ્સ ફરગ્યુસન અને સને ૧૮૮૬ માં લોર્ડ રેએ મુલાકાત લીધી હતી.

લોર્ડ વિલિંગ્ડને પોતાના જાહેર ભાષણોમાં નામદાર લીંબડી ઠાકોર સાહેબની ખૂબ પ્રશંસા કરી. શહેરના વિશાળ રસ્તાઓ અને મકાનોથી તેમના મન ઉપર ઉંડી અસર થઇ હતી.

તા. ૫ ફેબ્રુઆરી ૧૯૨૦ ના રોજ નામદાર ઠાકોર સાહેબનાં મોટાં કુંવરીસાહેબ શ્રીરૂપાળીબાસાહેબનાં શુભ લગ્ન નામદાર ઠાકોર સાહેબના જૂના મિત્ર અને માલીક પોરબંદરના રાણા સાહેબશ્રી ભાવસિંહજીના કુમાર મહારાજા રાણા સાહેબ શ્રીનટવરસિંહજી સાહેબ સાથે કરવામાં આવ્યાં. નામદાર ઠાકોર સાહેબે પોરબંદર છોડયા પછી છ મહિનામાં રાણા સાહેબ ભાવસિંહજી ક્ષયના દર્દથી સ્વર્ગસ્થ થયા. તે વખતે વર્તમાન મહારાજા રાણાસાહેબની વય પાંચ વર્ષની હતી.

તે વખતે પોરબંદરમાં પૂરીથી સરકારી વહીવટ થયો અને તેમાં કર્નલ ઓબ્રાયન છેટલા એડમિનિસ્ટ્રેટર હતા. પોરબંદરના બાળ મહારાજા, રાજકુમાર કોલેજના વિદ્યાર્થીઓમાં સહુથી વધુ તેજસ્વી કુમારો માંહેના એક હતા. તેઓ નામદારના લગ્ન પ્રસંગે તેમની વય ૧૮ વર્ષની હતી. અને થોડા દિવસ પહેલાંજ ગાદીનશીન થયા હતા. કાઠી-

આવાડમાં તેઓ નામદાર અત્યંત સૌજન્યપૂર્ણ, અને લોકપ્રિય રાજવી તરીકે ઓળખાય છે. કચ્છના વર્તમાન રાજકર્તાના પિતાના પિતા મહારાવશ્રી દેશલજી વેરે લીંબડીના એક કુંવરીનાં પૂર્વે લગ્ન થયાં હતાં, તે પછી લીંબડીની રાજકુમારીનાં પહેલીજવારનાં લગ્ન હતાં, અને તેથી જ્યારે મહારાજા રાણા સાહેબ શ્રીનટવરસિંહજી સાહેબ નામદાર અ. સૌ. બાશ્રી રૂપાળીબા સાહેબ સાથે લગ્ન કરવા પધાર્યા ત્યારે લીંબડીની પ્રજા દરેકે દરેક ગામમાંથી અહિં ઉભરાઇ આવી હતી. લીંબડીના દરેક રસ્તા ઉપર અસંખ્ય માણસોનાં ટોળે ટોળાં જોવામાં આવતાં, જે દ્રશ્ય, લીંબડીની પ્રજાની પોતાના માલીક તરફની ભક્તિ દર્શાવતું હતું.

સને ૧૯૨૦ માં નામદાર ઠાકોર સાહેબને નાઇટહુડનો ખેતાબ મળ્યો. સને ૧૯૨૧ માં તેઓ નામદાર, નરેન્દ્રમંડળમાં હાજરી આપવા માટે દિલ્હી પધાર્યા. તે ખુલ્લું મુકવાની ક્રિયા નામદાર ડ્યુક ઓફ કેનોટના હાથે થઇ હતી.

સને ૧૯૨૪ માં લીંબડીને હિંદી સરકારના સીધા સંબંધમાં મૂકવામાં આવ્યું. અને મિ. સી. સી. વોટસન, હાલ સર ચાર્લ્સ વોટસન (જેઓ હાલમાં સ્વર્ગસ્થ થયા છે) હિંદી સરકારના પોલિટિકલ સેક્રેટરી–પશ્ચિમ હિંદના રાજ્યોના પહેલા એજન્ટ ટુ ધી ગવર્નર જનરલ થયા. કાઠીઆવાડનાં રાજ્યો આ પ્રકારે હિંદી સરકારના સીધા સંબંધમાં મુકાયાં તે હકિકત આ વર્ષની ઘટનાઓમાં સહુથી મુખ્ય હતી.

લોર્ડ લોઇડ તે વખતે મુંબઇના ગવર્નર હતા. તેઓ આ પગલાથી નારાજ હતા. કેમકે કાઠીઆવાડનાં રાજ્યો ૧૨૬ વર્ષથી મુંબઇ સરકારના હાથ નીચે હતાં.

લોર્ડ ચેમ્સફર્ડ તથા મિ. મોન્ટેગુએ પોતાના સુવિખ્યાત રિપોર્ટમાં એ વાત કબૂલ કરી છે કે સરકારનો હિંદી રાજ્યો સાથેનો સંબંધ એ પ્રાંતિક વિષય નથી. તેમણે એક સામાન્ય સિદ્ધાંતરૂપે સૂચવ્યું છે કે બધાં અગત્યનાં રાજ્યોને હિંદી સરકારના સંબંધમાં મૂકવાં જોઇએ. અને બની શકે ત્યાં સુધી એકજ રાજકીય અધિકારી મારફત બધો પત્રવ્યવહાર ચાલવો જોઇએ.

આ સુધારો માત્ર વહીવટની સગવડ માટે નહિ, પરંતુ બધાં રાજ્યો સાથે એક સરખી રાજ્યનીતિ રાખી શકાય તે માટે કરવામાં આવ્યો હતો. આ સૂચનાને અનુસરીને, કચ્છ, કાઠીઆવાડ, અને પાલણપુરનાં સ્ટેટો મુંબઇ સરકારના હાથ નીચેથી લઇને હિંદી સરકારના હાથ નીચે મૂકવામાં આવ્યાં, અને એજન્ટ ટુ ધી ગવર્નરના હસ્તક તે સંસ્થાનોને "પશ્ચિમ હિંદની સ્ટેટ્સ એજન્સી" રૂપે સ્થાપવામાં આવ્યાં.

આ વખતે એક રમુજી બનાવ બન્યો હતો. જો કે તે એક મશ્કરી જેવો છે, છતાં તેનો ઉલ્લેખ આ સ્થળે કર્યા વિના રહી શકાતું નથી. નામદાર રાણાસાહેબ શ્રીહનુમાનજીના વંશના કહેવાય છે. તેઓ નામદારની સ્પેશીયલ જે વખતે સ્ટેશનમાં આવી તે વખતે, કોણ જાણે કયાંથી

આવાડમાં તેઓ નામદાર અત્યંત સૌજન્યપૂર્ણ, અને લોકપ્રિય રાજવી તરીકે ઓળખાય છે. કચ્છના વર્તમાન રાજકર્તાના પિતાના પિતા મહારાવશ્રી દેશલજી વેરે લીંબડીના એક કુંવરીનાં પૂર્વે લગ્ન થયાં હતાં, તે પછી લીંબડીની રાજકુમારીનાં પહેલીજવારનાં લગ્ન હતાં, અને તેથી જ્યારે મહારાજા રાણા સાહેબ શ્રીનટવરસિંહજી સાહેબ નામદાર અ. સૌ. બાશ્રી રૂપાળીબા સાહેબ સાથે લગ્ન કરવા પધાર્યા ત્યારે લીંબડીની પ્રજા દરેકે દરેક ગામમાંથી અહિં ઉભરાઈ આવી હતી. લીંબડીના દરેક રસ્તા ઉપર અસંખ્ય માણસોનાં ટોળે ટોળાં જોવામાં આવતાં, જે દ્રશ્ય, લીંબડીની પ્રજાની પોતાના માલીક તરફની ભક્તિ દર્શાવતું હતું.

સને ૧૯૨૦ માં નામદાર ઠાકોર સાહેબને નાઈટહુડનો ખેતાબ મળ્યો. સને ૧૯૨૧ માં તેઓ નામદાર, નરેન્દ્રમંડળમાં હાજરી આપવા માટે દિલ્હી પધાર્યા. તે ખુલ્લું મુકવાની ક્રિયા નામદાર ડયુક ઓફ કોનોટના હાથે થઇ હતી.

સને ૧૯૨૪ માં લીંબડીને હિંદી સરકારના સીધા સંબંધમાં મૂકવામાં આવ્યું. અને મિ. સી. સી. વોટસન, હાલ સર ચાર્લ્સ વોટસન (જેઓ હાલમાં સ્વર્ગસ્થ થયા છે), હિંદી સરકારના પોલિટિકલ સેક્રેટરી—પશ્ચિમ હિંદના રાજ્યોના પહેલા એજન્ટ ટુ ધી ગવર્નર જનરલ થયા. કાઠીઆવાડનાં રાજ્યો આ પ્રકારે હિંદી સરકારના સીધા સંબંધમાં મુકાયાં તે હકિકત આ વર્ષની ઘટનાઓમાં સહુથી મુખ્ય હતી.

લોર્ડ લોઇડ તે વખતે મુંબઇના ગવર્નર હતા. તેઓ આ પગલાંથી નારાજ હતા. કેમકે કાઠીઆવાડનાં રાજ્યો ૧૨૬ વર્ષથી મુંબઇ સરકારના હાથ નીચે હતાં.

લોર્ડ ચેમ્સફર્ડ તથા મિ. મોન્ટેગુએ પોતાના સુવિખ્યાત રિપોર્ટમાં એ વાત કબૂલ કરી છે કે સરકારનો હિંદી રાજ્યો સાથેનો સંબંધ એ પ્રાંતિક વિષય નથી. તેમણે એક સામાન્ય સિદ્ધાંતરૂપે સૂચવ્યું છે કે બધાં અગત્યનાં રાજ્યોને હિંદી સરકારના સંબંધમાં મૂકવાં જોઇએ. અને બની શકે ત્યાં સુધી એકજ રાજકીય અધિકારી મારફત બધો પત્રવ્યવહાર ચાલવો જોઇએ.

આ સુધારો માત્ર વહીવટની સગવડ માટે નહિ, પરંતુ બધાં રાજ્યો સાથે એક સરખી રાજ્યનીતિ રાખી શકાય તે માટે કરવામાં આવ્યો હતો. આ સૂચનાને અનુસરીને, કચ્છ, કાઠીઆવાડ, અને પાલણપુરનાં સ્ટેટો મુંબઇ સરકારના હાથ નીચેથી લઇને હિંદી સરકારના હાથ નીચે મૂકવામાં આવ્યાં, અને એજન્ટ ટુ ધી ગવર્નરના હસ્તક તે સંસ્થાનોને "પશ્ચિમ હિંદની સ્ટેટ્સ એજન્સી" રૂપે સ્થાપવામાં આવ્યાં.

આ વખતે એક રમુજી બનાવ બન્યો હતો. જો કે તે એક મશ્કરી જેવો છે, છતાં તેનો ઉલ્લેખ આ સ્થળે કર્યા વિના રહી શકાતું નથી. નામદાર રાણાસાહેબ શ્રીહનુમાનજીના વંશના કહેવાય છે. તેઓ નામદારની સ્પેશીયલ જે વખતે સ્ટેશનમાં આવી તે વખતે, કોણ જાણે ક્યાંથી

એક બહુજ મોટો વાંદરો ત્યાં આવ્યો, અને ટ્રેનના એક છેડાથી બીજા છેડા સુધી કુદતો કુદતો ચાલ્યો ગયો. પછી કયાં અદ્રશ્ય થઇ ગયો તે કોઇના જોવામાં આવ્યું નહિ, તેમ કોઇનું ધ્યાન પણ તે તરફ રહ્યું નહિ. સહુ કોઇ મશ્કરીમાં કહેતા હતા કે—"નામદાર રાણાસાહેબ હનુમાનજીના વંશના છે તેથી આ મંગળ પ્રસંગે તેઓ નામદારને આશીર્વાદ આપવા માટે હનુમાનજી પધાર્યા હશે."

નામદાર ડયુક ઓફ કોનોટે ગાર્ડનપાર્ટી આપી હતી તેમાં ફક્ત રાજકર્ત્તાઓનેજ આમંત્રણ હતું. તે વખતે ડયુક ઓફ કોનોટે, ઠાકોર સાહેબની સાથે ખાસ અમૂક વખત સુધી વાતચિત કરી, અને જાણે બહુ જૂના વખતનો બન્નેને પરિચય હોય એવા રૂપનું સહુને લાગ્યું હતું. તેથી ઘણા જણે નામદાર ઠાકોર સાહેબને પૂછ્યું કે:—"તમારે ડયુક ઓફ કોનોટ સાથે જૂની પિછાન છે?" પરંતુ તેવો કાંઇ દાવો ઠાકોર સાહેબથી કરી શકાય તેમ ન હતું. અગાઉ સામાન્ય રીતે કોઇ વાર મળવાનો પ્રસંગ આવ્યો હશે. છતાં નામદાર ડયુકે નામદાર ઠાકોર સાહેબની સાથે લાંબો વાર્તાલાપ કર્યો, તે તેઓ નામદારની આકર્ષકતા અને સામાના દિલ ઉપર છાપ પાડવાની શકિતનો પરિચય આપે છે. ડયુક ઓફ કોનોટ જ્યારે પુનાનો કમાન્ડ છોડતા હતા તે પહેલાં તેઓએ જામનગર અને કચ્છની મુલાકાત લીધી હતી. અને તે વખતે નામદાર ઠાકોર સાહેબને સ્હેજે મુલાકાત થઇ હતી. પરંતુ તે બધું ડયુક ઓફ કોનોટને

તે વખતે યાદ હોય એમ લાગતું નથી.

હિંદી બંધારણીય સુધારા ઉપરના રિપોર્ટની કલમ ૧૧૦ માં કરવામાં આવેલી સૂચનાનો અમલ કરવા માટે તથા એક પ્રાથમિક પગલાં તરીકે એવું ઠરાવવામાં આવ્યું હતું કે કાઠીઆવાડના આંતર વહિવટની સંપૂર્ણ સત્તા ભોગવતાં રાજ્યો, એટલે કે હાલમાં રદ થયેલ વર્ગીકરણ અનુસાર પહેલા અને બીજા વર્ગનાં રાજ્યો, પોલિટિકલ એજન્ટ મારફત લખાણ કરવાને બદલે સીધા એજન્ટ ટુ ધી ગવર્નર સાથે પત્રવ્યવહાર ચલાવી શકે.

આ ફેરફારથી કાઠીઆવાડનાં રાજ્યો ખુશી થયાં. કેમકે તેમને એમ લાગતું હતું કે પ્રાંતિક સરકારના હાથ નીચે રહેવાથી તેમની પદવી અને પ્રતિષ્ઠા સંબંધમાં ઘણી ગેરસમજુતી થતી હતી. લોર્ડ કર્ઝન પછીના કોઇ વાઇસરોય કાઠીઆવાડમાં આવ્યા નથી અને જાહેર થયેલા અગત્યના ફેરફારો પછીની લોર્ડ રીડિંગની કાઠીઆવાડની મુલાકાત એ કાઠીઆવાડના ઇતિહાસમાં એક યાદગાર બનાવ છે.

ભોગવાતી હકુમત અનુસાર કાઠીઆવાડના રાજ્યોના સાત વર્ગ સને ૧૮૬૬ માં કર્નલ કિટિંજે પાડેલા હતા; તે આ સાલમાં હિંદી સરકારે રદ કર્યા. દરબારોમાં પાલન કરવામાં આવતી વિધિ અને રાજાઓની હકુમતની સત્તાઓ વચ્ચે વ્યવહારમાં ઘણો વિરોધ જોવામાં આવતો હતો.

હજી પણ ઘણી ગેરસમજ પ્રવર્તે છે. કાઠીઆવાડમાં કાંઇપણ હકુમત ન હોય તો પણ "દરબાર" નો અર્થ

જમીનદાર થાય છે. ત્યારે રજપુતાનામાં અને મધ્ય પ્રાંતમાં "દરબાર" નો અર્થ રાજા અગર મહારાજા થાય છે. તેજ પ્રમાણે કાઠીઆવાડમાં ઠાકોર સાહેબનો અર્થ મહારાજા કે રાજા થાય છે. (હાલમાં ભાવનગર, ગોંડળ અને મોરબીના ઠાકોર સાહેબો ઓફિશિયલ રીતે મહારાજા કહેવાય છે). અને રજપુતાનામાં ઠાકોરનો અર્થ જમીનદાર થાય છે. અલબત, એકને "સાહેબ" જોડાએલો રહે છે, અને બીજાને તે શબ્દ જોડવામાં આવતો નથી. પરંતુ તેમાં ગોટાળો થાય છે. કેમકે "સાહેબ" શબ્દ પણ ઓફિશિયલ હોવા ઉપરાંત સન્માનવાચક પણ છે.

મોભાનું ધોરણ નક્કી કરવામાં તોપોની સલામીની કસોટી નિષ્ફળ છે. કેમકે તોપોની સલામી-વ્યક્તિગત કે વંશપરંપરાની-તેની સાથે હકુમતને કાંઇ સંબંધ નથી. છતાં નવાઇની વાત એ છે કે એક રાજકર્ત્તા કે જેને આંતરવહિવટની પૂર્ણ સત્તા હોય અને નરેન્દ્ર મંડળનો સભ્ય હોય, છતાં જેમને અગિયાર તોપોથી ઓછી સલામીનું માન હોય તો તેમને "હાઇનેસ" શબ્દથી સંબોધવામાં આવતા નથી.

મોન્ટેગુ-ચેમ્સફર્ડ રિપોર્ટમાં અગત્યના રાજાઓની વ્યાખ્યા એમ કરવામાં આવી છે કે જેમને પોતાનાં રાજ્યમાં આંતર વહિવટની પૂર્ણ સત્તા હોય તો તેમને "અગત્યનાં રાજ્યો" ગણવાં અને એ શક્ય છે કે હાલની કફોડી પરિસ્થિતિ થોડા વખતમાં સુધરી જશે.

## પ્રકરણ ૧૧ મું.

કાલની પદ્ધતિ ઉપર રચાયેલું લીંબડી શહેર એ નામદાર ઠાકોર સાહેબની કૃતિ છે. આખા શહેરની નવેસરથી પુનઃ રચના કરવી એ દરેક જણ કલ્પી શકે તેમ છે કે તે ઘણું જબરૂં કામ છે. જૂનાં મકાનો, જેમાંનાં કેટલાંક હજી ઉભાં છે, તે કોઇ પ્રકારની આરોગ્ય દૃષ્ટિ વિનાનાં, અને સાંકડી ગલીઓમાં ગીચોગીચ ચણવામાં આવેલાં હતાં. અને જ્યારે ચેપી રોગ ફાટી નીકળતો ત્યારે એક છેડાથી બીજા છેડા સુધી ફરી વળતો. એકાદ ઘરમાં લાય લાગે ત્યારે તેને કાબુમાં લેતાં પહેલાં ઘણું નુકશાન થતું. નામદાર ઠાકોર સાહેબ ગાદીએ પધાર્યા પછી મોટી બજારમાં આગ લાગેલી તે વખતે એક બાજુની હારની દુકાનો સળગેલી. તેને હોલવવા પ્રયત્ન કરતાં પહેલાં સામી બાજુએ લાગી ગઇ. અત્યારના વિશાળ રસ્તાવાળા, સુંદર કારીગરીવાળા પત્થરના મ્હોરાવાળા મકાનો માટે તે ભય હવે રહ્યો નથી. તમામ દુકાનો અને ઘરોને કાળા પત્થરની પ્લીંથ છે. કાળા પત્થરની પ્લીંથ માટે નામદાર ઠાકોર સાહેબ ખાસ આગ્રહ રાખે છે. પ્રથમ તો લોકોને એમ લાગેલું કે ના. ઠાકોર સાહેબનો આ એક પ્રકારનો ખર્ચાળ શોખ છે. પરંતુ ચને

૧૯૨૭ ની સાલમાં જે ભયંકર જલપ્રલય થયેલો તેમાંથી એવાં મકાનો તમામ બચી ગયાં ત્યારે લોકોને નામદાર ઠાકોર સાહેબની દીર્ઘદ્રષ્ટિનું ભાન થયું.

નામદાર આગાખાન હંમેશાં ના. ઠાકોર સાહેબને લીંબડીના શાહજહાનના ( શાહજહાને લીંબડી ) નામથી સંબોધે છે. લગભગ આખું શહેર ફરીથી બંધાવેલું છે. અને શહેર સુધારાની યોજનાએ, મનુષ્ય પ્રયત્નથી બની શકે તેટલી હદે, લીંબડીને કોઇ ચેપી રોગ કે અગ્નિ-પ્રલયથી મુક્ત બનાવ્યું છે.

રજપુત જાતિના ઉદ્ધાર માટે ના. ઠાકોર સાહેબે ઘણું લક્ષ્ય આપ્યું છે. જીવન-ક્ષેત્રમાં શિક્ષિત વાણીયા બ્રાહ્મણો સામે હરિફાઈમાં ઉભા રહેવું એ બિન કેળવાયેલ રજપુત યુવાનો માટે કેટલું મુશ્કેલ છે, તે નામદાર ઠાકોર સાહેબ એક જાગીરદાર રજપુત તરીકે સારી રીતે જોઇ શક્યા હતા. બીજા વર્ગોની વધતી જતી હરિફાઇ સામે જો રજપુતો ટકી શકવા માગતા હોય તો, વર્તમાન યુગને અનુસરતું શિક્ષણ પ્રાપ્ત કરવું તેમના માટે ઘણું આવશ્યક હતું, તેમ નામદાર ઠાકોર સાહેબને લાગ્યું.

લીંબડીમાં ધી કીંગ જ્યોર્જ કોરોનેશન બોર્ડીંગ સ્થાપવામાં આવી છે, જ્યાં ગરીબ રજપુત વિદ્યાર્થીઓ માટે જમવાની અને રહેવાની સગવડ મફત કરી આપવામાં આવે છે. અને શ્રીમંત રજપુત વિદ્યાર્થીઓ બોર્ડ ફી આપે છે. કાઠીઆવાડમાં એ પ્રકારની આ સંસ્થા પ્રથમ છે.

વિદ્યાર્થીઓ સર જશવંતસિંહજી હાઇસ્કુલમાં શિક્ષણ લે છે. તે કાઠીયાવાડમાં સારામાં સારી અને જૂનામાં જૂની હાઇસ્કુલો માંહેની એક છે. અને દર વર્ષે મેટ્રિક્યુલેશનની પરીક્ષામાં પસાર થનાર વિદ્યાર્થીઓની સંખ્યામાં પ્રથમ આવે છે.

સને ૧૯૨૭–૨૮ ના મુંબઇ યુનિવર્સિટિની સિંડિકેટના વાર્ષિક રિપોર્ટમાં, લીંબડી હાઇસ્કુલમાં ૯૫ ટકા વિદ્યાર્થીઓ પસાર થયાનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે. એટલુંજ નહિ પરંતુ "ઘણી સારી નિશાળો" ના પત્રકમાં આ હાઇસ્કુલનું નામ દાખલ કરવામાં આવેલ છે. એક નાના રાજ્ય માટે આ ઘણી સંતોષકારક ઘટના ગણાય. (જુઓ તા. ૨૮ ઑગસ્ટ ૧૯૨૮ ના ટાઇમ્સ ઓફ ઇન્ડીયામાં મિ. એમ. આર. પ્રાંજપેનો લેખ).

ઉંચી અને પ્રાથમિક સર્વ કેળવણી લીંબડીમાં ફ્રી છે. કેળવણી મફત આપવાની ઉદારતામાં કાઠીઆવાડમાં લીંબડી પ્રથમ છે. વડોદરા અને માઇસોર બાદ કરતાં, કેળવણીની બાબતમાં લીંબડી સ્ટેટ બધાં રાજ્યો કરતાં મોખરે છે. સ્ત્રી કેળવણી સંબંધમાં, જૂનાં દફતરો ઉપરથી જણાય છે, કે સને ૧૮૫૯ ના માર્ચ મહિનામાં લીંબડીમાં એક કન્યાશાળા સ્થાપવામાં આવી હતી, અને શરૂઆતમાં તે વખતે ૪૧ કન્યાઓની હાજરી હતી. તે વખતે માત્ર ચારજ ધોરણ હતાં. તે સમયમાં શિક્ષિકાઓ મેળવવાની પણ મુશ્કેલી હતી. પહેલી હેડમિસ્ટ્રેસની નિમણુંક સને ૧૮૮૪ માં થઇ. સને ૧૮૭૭ માં નિશાળમાં ભણતી કન્યાઓની

સંખ્યા ૧૯૯ ની થઇ. સને ૧૮૮૨ માં ૧૫૦ ની થઇને તરત પાછી ૨૦૦ ની સંખ્યા થઇ. સને ૧૮૭૪ માં પાંચમું ધોરણ દાખલ કરવામાં આવ્યું. અને સને ૧૮૮૨ માં છઠ્ઠા ધોરણના જોડાવા સાથે એ કન્યાશાળા પૂર્ણ શિક્ષણ ક્રમવાળી સંસ્થા થઇ.

સને ૧૮૭૧–૭૨ સુધી એ નિશાળ માટે જુદું મકાન ન હતું. પરંતુ એક ભાડાના મકાનથી ચલાવવામાં આવતું. તે મકાન જો કે સમયના પ્રમાણમાં ઠીક સગવડતાવાળું હતું, છતાં વધતી જતી સંખ્યાના પ્રમાણમાં તુર્તજ નાનું પડવા લાગ્યું. અત્યારનું મકાન–" લેડી વિલિંગ્ડન ગર્લ્સ સ્કૂલ " સને ૧૯૧૬ માં બાંધવામાં આવ્યું. અને નામદાર લોર્ડ વિલિંગ્ડનની લીંબડીની મુલાકાત પ્રસંગે લેડી હેલન બ્રેસીના હસ્તે ખુલ્લું મુકવામાં આવ્યું હતું. આ નિશાળમાંથી અત્યાર સુધીમાં રાજકોટ બાર્ટન ફીમેલ ટ્રેનીંગ કોલેજમાં લગભગ ૧૦૦ સ્ત્રી વિદ્યાર્થીઓ ગયાં છે, અને તે માંહેની ઘણી ખરીએ જુદી જુદી કન્યાશાળાઓમાં હેડમિસ્ટ્રેસની નિમણુંકો પ્રાપ્ત કરી છે.

કન્યા કેળવણી ફરજીઆત નથી. પરંતુ લીંબડી શહેરમાં વસતા સર્વ છોકરા માટે તે ફરજીઆત છે. દરેક ગામડાની માગણી ઉપરથી તેમને નિશાળ પુરી પાડવામાં આવે છે, અને લીંબડી બહારના ગામો માટે તે એવી શરતે આપવામાં આવે છે કે તે ન્યુનાધીક અંશે ફરજીઆત થઇ પડે છે. જરા વિષયાંતર કરીને એક વાત કહેવા દો. નામદાર ઠાકોર સાહેબ વિલાયતમાં હતા ત્યારે આમની

સભામાં થતી હિંદુસ્થાન સંબંધની મિ. મોન્ટેગુની ચર્ચા તેઓ નામદારે સાંભળી હતી. તેમણે એ વાત ઉપર ભાર મૂકયો હતો કે એક મહારાજાની માહિતી મુજબ–તે મહારાજા રાજપીપળાના હતા–હિંદુસ્થાનમાં શિક્ષણ કોઇકાળે ફરજીઆત થઇ શકેજ નહિ. પ્રથમ ફરજીઆત શિક્ષણ દાખલ કરનાર વડોદરાના નામદાર મહારાજા સાહેબ હતા. એ નિયમના અમલથી વડોદરાની પ્રજાને જે હાડમારી પડતી હતી તેનો મિ. મોન્ટેગુએ ઉલ્લેખ કર્યો હતો, અને એમ દર્શાવ્યું હતું કે એકજ વર્ષમાં દંડ તરીકે હજારો રૂપિઆની રકમ વસુલ કરવામાં આવી હતી.

જ્યારે નામદાર ઠાકોર સાહેબે પોતાના ગામોમાં ફરજીયાત કેળવણી દાખલ કરવા, અને તે સાથે પ્રજાને કાંઇ હાડમારી પડવી જોઇએ નહિ એવો નિર્ણય કર્યો ત્યારે તેઓ નામદારે એક નવી યોજના રચી કાઢી, જેને અનુસરીને ગામના લોકોને પોતાના છોકરાં નિશાળે મોકલવા માટે ગામના ત્રણ મુખ્ય માણસોએ સમજાવવાનું ફરજીઆત હતું.

એક કઠિન સમશ્યાનો ઉકેલ કરવાનો માર્ગ નામદાર ઠાકોર સાહેબે આ રીતે શોધી કાઢ્યો. ગામમાં વિદ્યાર્થીવયના જેટલા છોકરા હોય, તેટલાથી અરધી સંખ્યા નીચે હાજરી જાય તો નિશાળનું ખર્ચ ગામ લોકોને ભોગવવું પડે. આથી દરેક ગામમાં નિશાળ હોવી એ ગામને માટે આત્મ–પ્રતિષ્ઠાનો પ્રશ્ન થઇ પડયો છે અને પોતાને કાંઇ ખર્ચ ન

આપવું પડે તે હેતુથી તમામ લોકો પોતાનાં બાળકોને નિશાળે મોકલે છે.

નામદાર ઠાકોર સાહેબ પોતાનો ઉત્સાહ બીજામાં સંચાર કરવાની અદ્ભુત શક્તિ ધરાવે છે. કાયદો કરીને તેઓશ્રીએ રૂના વ્યાપારને ખૂબ ઉત્તેજીત કર્યો છે, અને હલકા રૂના વાવેતરનો ખાસ પ્રતિબંધ કરી, તેમ કરનાર માટે સખ્ત શિક્ષા ઠરાવી છે. નામદાર ઠાકોર સાહેબની જાતી દેખરેખ નીચે શ્રી ફત્તેહસિંહજી જીનીંગ ફેક્ટરી તથા કોટન પ્રેસ ઉભાં થયાં છે, તેથી લીંબડીની ઘણા વખતની જરૂરિયાત પાર પડવા સાથે રૂના વ્યાપારને ઘણી મદદ મળી છે.

વર્તમાન ઠાકોર સાહેબ રાજગાદીએ પધાર્યા પછી લીંબડીનો બાહ્ય દેખાવ સુધર્યો છે, એટલુંજ નહિ પણ તેની પ્રતિષ્ઠા ઘણી વધી છે.*

સને ૧૯૦૮ માં નામદાર ઠાકોર સાહેબ ગાદીએ પધાર્યા ત્યારે લીંબડીનો વ્યાપાર ઘણો મંદ હતો. ખેડુતોની સ્થિતિ દેવાદાર હતી, અને અનાજની તંગી હતી. વાવેતર લાયક જમીન ફક્ત ૬૭૦૦૦ એકર હતી. અત્યારે લગભગ તમામ વર્ગો સમૃદ્ધિવાન છે. મજુર અને કારીગર વર્ગની

* સંબંધો વિશાળ થયા છે, અને આવક ચારગણી થઇ છે. નામદાર બ્રિટિશ સરકાર પ્રત્યેની વફાદારી અને હાલમાં ચાલતા મીસા ઉપરના દરોડાની હિલચાલ પ્રસંગે તેમણે કરેલી સહાયથી, નામદાર ઠાકોર સાહેબ કાઠિઆવાડમાં સત્તા સ્વરૂપ મનાય છે.

સ્થિતિ ખાસ કરીને સારી છે, અને તેઓ રાજ્યના ઉંચા દર મેળવે છે. તેમજ ખેતીની જમીનની માગણી વધતી જાય છે. પડતર જમીન ઘણી ઉદાર શરતોથી અપાય છે. અને નવા આવનાર ખેડુતોને ત્રણ વર્ષ, મફત પાળી દેવામાં આવે છે. નવાં ગામો વસાવાય તેનું ઘણુંખરૂં ખર્ચ રાજ્ય આપે છે. તેઓ નામદારના રાજ્ય અમલમાં આઠ નવાં ગામો વસાવવામાં આવ્યાં છે, અને લગભગ બધીજ ખેતીલાયક જમીન ખેડુતોના કબજામાં આવી ગઇ છે.

ખારખલી અને પડતર જમીન બાદ કરતાં, કુલ ખેડ-વાણ જમીન સને ૧૯૨૫ માં ૧૨૪૭૨૨ એકર હતી, જે પ્રથમનાં ૬૭૦૦૦ સાથે સરસ મુકાબલો કરી શકે છે. હાથીદાંત, તાંબા પીતળનાં વાસણો, અને વણકરીના ઉદ્યોગ જે લગભગ નષ્ટપ્રાય થઇ ગયા હતા તેને સંભાળપૂર્વક પોષણ આપવામાં આવે છે.

સને ૧૯૧૦ માં લીંબડી બેન્ક ખોલવામાં આવી હતી. આ બેન્ક ઓછા દરથી નાણા ધિરી ખેડુતોને વ્યાજખોરોના જુલમથી બચાવી લે છે. પરંતુ પોતાની પ્રજાને નામદાર ઠાકોર સાહેબે જે ઉંચામાં ઉંચી બક્ષિસ આપેલ છે તે પાણીની છે. સને ૧૯૧૦ સુધી પાણીનો જથ્થો ઘણો મર્યાદિત હતો. ઉનાળામાં નદીના તળમાં કાચા કુવા કરી પાણી મેળવાતું જે ઘર ઉપયોગ માટે લોકોને ભાગ્યેજ પુરતું થતું.

જમીનની ઉંડાણમાં ખાર હોવાથી કોઇ પ્રકારનાં જળાશયો બંધાવવામાં ઘણી મુશ્કેલી હતી. લીંબડીની

ભાલની સરહદ ઉપર ઉતેલીયા નામનું ગામ છે. ત્યાં એક કુવો છે, જે ઉનાળામાં પાણી પુરૂં પાડે છે. ત્યાં રાતના બે વાગ્યાથી સ્ત્રીયો પાણી ભરવાની શરૂઆત કરે છે, છત પણ પાણી પુરૂં પડતું નથી. નામદાર ઠાકોર સાહેબે આ યોજના હાથમાં લીધી તે પહેલાં લીંબડીમાં પણ આજ પરિસ્થિતિ હતી.

શહેરના પાદરમાં નદી છે, જે નવ મહીના કોરી રહે છે. ત્યાં કુવો ગાળી તેમાં પાણીનો પ્રવાહ વાળવા સને ૧૯૧૦ માં નામદાર ઠાકોર સાહેબે પ્રયત્ન કર્યો. એ કુવા ઉપર ઓઇલ ઇન્જીનથી ચાલતો પંપ ગોઠવી પાણી મેળવવાનો અખતરો કર્યો જે ફતેહમંદ નીવડયો. પાણી સ્ટેશન અને મહેલમાં નળ વાટે લઇ જવામાં આવ્યું. તે પછી જૂનું ઓઇલ ઇન્જીન કાઢી નાખી તે ઠેકાણે નવામાં નવી ઢબનું સ્ટીમ ઇન્જીન ગોઠવવામાં આવ્યું અને તે દ્વારા વિજળી તથા પાણી આખા શહેરને પુરૂં પાડવામાં આવે છે.

તે ઉપરાંત, છાલીયા તળાવને વિશાળ તથા ઉંડુ કરાવવામાં આવ્યું. વસ્તુતઃ છાલીયા તળાવ નવેસરથીજ બંધાવી છ હાથ ઘનફીટ જેટલી માટી કઢાવી તેટલા વિસ્તારમાં પાણીનો સંચય કરવામાં આવ્યો, અને પૂરતી પત્થરની પાકી દિવાલ બંધાવવામાં આવી. લગભગ ૨૫ ચોરસ માઇલના વિસ્તાર ઉપર પડતા વરસાદના પાણીને નહેર વાટે છાલીયા તળાવમાં ભેગું કરવામાં આવે છે, અને ત્રણ

વર્ષ સુધી ચાલે તેટલા પ્રમાણમાં ત્યાં પાણીના જથ્થાનો સમાવેશ કરવામાં આવ્યો છે. વધારાનું પાણી જે નિરર્થક જતું તે સ્ત્રીઓ માટે ન્હાવા ધોવા માટે ખાસ બંધાવેલા તળાવમાં લઇ જવામાં આવે છે. આ તળાવનું ખર્ચ સદ્‌ગત નામદાર રાણીસાહેબ શ્રીબાલુબા સાહેબે આપેલ હતું.

લીંબડીની પ્રજાને પાણીની બક્ષિશની તેઓજ કદર કરી શકે કે જેઓને કાઠીઆવાડ અને ખાસ કરીને ઝાલાવાડના સખત ઉનાળા અને જળદુષ્કાળનો અનુભવ હોય છે અને જેઓએ જાનવરો અને માણસોને પાણીનો ત્રાસ ભોગવતા જોયા છે.

ગામની શેરીઓમાં વિજળીની બત્તી દાખલ કરનારા રાજાઓમાં નામદાર લીંબડી નરેશ પ્રથમ છે. તેઓ નામદારે જાહેર બાંધકામ ઉપર અત્યાર સુધીમાં ૫૨ લાખ રૂપીઆ ખર્ચ કરેલા છે, અને આ બધાં કામોની પછવાડે જે સમય, શકિત, શ્રમ અને સંભાળનો વ્યય થએલ છે, તે તેઓ નામદારે જાતિભોગ સહન કરીને એકલાએજ આપેલ છે.

લીંબડીની ઉપજ ૩ાા લાખથી વધીને, વર્તમાન ઠાકોર સાહેબના રાજ્ય અમલમાં ૧૦ લાખની થઇ છે.

સને ૧૯૧૨ ના દુષ્કાળમાં, તે વખતના કાઠીઆવાડના એજન્ટ ટુ ધી ગવર્નર સર કલોડ હિલ એજન્સિ તાબાના ગામોમાં રીલીફ વર્કસ જોવા નીકળેલ તે વખતે લીંબડીની પ્રજાની સમૃદ્ધિ તેમણે જોઇ હતી. તેઓ સાહેબ એજન્સિના ગામોમાં તપાસ કરવા નીકળેલ, તે વખતે લીંબડીનાં અમૂક

ગામો રસ્તામાંજ આવતાં હતાં, અને અમૂક ગામો પોતે ખાસ જોવા પધારેલા. તેમણે ગામલોકોને પૂછ્યું કે "તમારે ઘાસ કે અનાજની કાંઈ મદદની જરૂર છે?" તેના જવાબમાં ગામના આગેવાન ખેડુતોએ લાંબા હાથ કરીને ઘાસની મોટી ગંજીઓ હતી તે બતાવી. અને તે લોકો માંહેનો એક ભોલા પટેલ કરીને આગેવાન હતો તેણે સાહેબને કહ્યું કે "મારી સાઠ પાંસઠ વરસની ઉમરમાં આ બીજા કે ત્રીજા સાહેબ લોકને હું જોઉં છું, અને મારા ધણીને તો હું જ્યારે ચાહું છું ત્યારે જોઇ શકુ છું. એટલે તેમની પાસેથી મારે મદદ મેળવવાનું સહેલું પડે કે તમારી પાસેથી ! તેનો વિચાર તમે પોતેજ કરી લ્યો. અમારે કોઇ જાતની મદદની જરૂર નથી."

ઘાસની જે મોટી ગંજીઓ જોઇને સર ક્લોડ હિલને આશ્ચર્ય થયેલું, તે નામદાર ઠાકોર સાહેબે દાખલ કરેલી, અને અત્યાર સુધીમાં તે પ્રમાણે અમલમાં આવતી એક નવીન યોજનાનું આ પરિણામ હતું. નામદાર ઠાકોર સાહેબ જાણે છે કે સામાન્ય ખેડુત પોતાના ભવિષ્યના પ્રબંધ માટે હંમેશાં બેદરકાર રહે છે. ઘાસનો મોટા જથ્થામાં સંગ્રહ કરનારને નામદાર ઠાકોર સાહેબ પાઘડી બંધાવે છે. આ રીતે ૧૯૧૨ ના દુષ્કાળમાં ઘાસની તંગીમાંથી લીંબડી બચી ગયું, અને પ્રજાનાં બધાં જાનવરો જીવતાં રહ્યાં. આ યુક્તિથી કિંમતી ઘાસનો સંગ્રહ કરવાની લોકોમાં ટેવ પડી ગઇ છે.

નામદાર ઠાકોર સાહેબના રાજ્ય અમલમાં લોકો ઘણાજ સુખી છે અને ખેડુતો પોતાની મિલ્કતની સલામતી ભોગવે છે તેનાં ઘણાં પ્રમાણો છે. લીંબડી ને બરવાળા પરગણામાં ૩૨ ગામો છે. તે માંહેના એક ગામ પાણવીમાં નામદાર ઠાકોર સાહેબ પ્રવાસે નીકળેલા ત્યારે એક રમુજી બનાવ બન્યો. શીયાલ ગામથી એક નવો જુથવાળો ખેડુત આવેલો હતો, તેણે પાણવી ગામમાં જમીન મળવા માગણી કરી. નામદાર ઠાકોર સાહેબે વસુલાતી અધિકારીને પૂછતાં માલુમ પડયું કે પડતર જમીન સિલકે નથી. પેલા પટેલે કહ્યું કે "જમીન છે." ત્યારે ઠાકોર સાહેબે રેવન્યુ અધિકારી સમક્ષ કહ્યું કે "બતાવ, જમીન કયાં છે?" તેણે કહ્યું કે "અહિં કોળીની પાસે જમીન છે, તેઓ સારી ખેડ કરતા નથી. અને તેથી દરબારને સારી ઉપજ આવતી નથી. જ્યારે અમે કણબી હઇને ઉત્તમ પ્રકારની ખેતી કરીને સારી ઉપજ આપી શકીયે છીએ, તેથી કોળીઓ પાસેથી લઇને અમને જમીન આપવી જોઇએ."

નામદાર ઠાકોર સાહેબે સહાસ્ય કહ્યું કે "એ બરોબર છે. પણ આજે એની પાસેથી જમીન લઇ લઉં તો કાલે તારી પાસેથી પણ ન લઇ લઉં તેની શું ખાત્રી? એક વખત ખેડુત તરીકે અપાએલી જમીન, ખાસ ગંભીર ગુન્હા સિવાય નહી ઉચકાવી લેવાનો મારો રિવાજ છે, અને લીંબડીની હકુમત અગર હકુમત બહારનાં ગામોમાં અત્યાર સુધીમાં એવો એક પણ કેસ નથી બન્યો કે જેમાં જમીન

વિના કારણે, અગર વધુ સાકર ઉપજાવવાને બ્હાને, મુકાવી દેવામાં આવી હોય."

અત્યારે પણ ઠાકોર સાહેબ સગર્વ એટલું કહી શકે છે કે "એવો એક પણ જમીન ઉચકાવી લેવાનો દાખલો હોય તો તે બતાવી આપશે તો બહુ ખુશી થઇશ."

નવેસરથી બંધાયેલ લીંબડી શહેર, માળવાળા ઉંચા સુંદર મકાનો, પાંસઠ ફીટ પોળા રસ્તા, સુંદર બગીચાઓ, નવી ટ્રામલાઇન્સો, મોટર સર્વિસો, લોકોની અવિશ્રાંત અવરજવર, રૂનાં મોટાં મથકોમાં જતી રૂની સંખ્યાબંધ ગાંસડીયો, વધતો જતો વ્યાપાર, લોકોની સુખ સમૃદ્ધિ અને લીંબડીની વધતી જતી પ્રતિષ્ઠા, એ સર્વ નામદાર ઠાકોર સાહેબના પોતાની પ્રજા પ્રત્યેના પ્રેમ અને સંભાળનાં સુંદર પરિણામો છે.

---

## પ્રકરણ ૧૨ મું.

હિંદુસ્થાનમાં યાત્રાનાં ચાર દિશામાં ચાર પ્રખ્યાત યાત્રાસ્થાનો છે. પૂર્વમાં જગન્નાથ પુરી, પશ્ચિમમાં દ્વારકા, ઉત્તરમાં બદરીકેદારનાથ, અને દક્ષિણમાં સેતુબંધ રામેશ્વર.

આ ચારમાં પહેલાં બે વિષ્ણુ ભગવાન અને પછીનાં બે શંકર ભગવાનની યાત્રાનાં સ્થાનો છે. આ ચારે ધામોની યાત્રા કરવી એ મહાન પૂણ્ય કર્મ ગણાય છે, પણ તે કાર્ય સરળ નથી. તેમાં પણ ખાસ કરીને હિમાલયમાં આવેલા બદરી કેદારનાથની યાત્રા એ ઘણી મુશ્કેલ છે, છતાં ઠાકોર સાહેબ પોતાના અતિવ્યવસાયપૂર્ણ જીવનમાં આ યાત્રાઓ માટે સમય કાઢે છે. દક્ષિણ ભાગના તીર્થસ્થાનોની યાત્રા તેમણે સને ૧૯૧૫ માં કરી હતી. નામદાર યૂવરાજશ્રી દિગ્વિજયસિંહજી સાહેબ તે વખતે સાથે હતા. મુંબઇના સદ્‌ગત શેઠ નરોત્તમ મોરારજી, મુંબઇ મુકામે આ યાત્રા-મંડળમાં સામેલ થયા. ત્યાંથી તેઓ ઉટાકામંડ ગયા અને ત્યાં વીશ દિવસ રહ્યા.

તે વખતે ઠાકોર સાહેબના પ્રથમ પૌત્ર-જેમની વય ૭ માસની હતી તેઓ એક મહિના પહેલાંજ માથેરાન મુકામે સ્વર્ગવાસી થયા હતા, તેથી ઠાકોર સાહેબે ઉટાકા-

મન્ડમાં રાજા તરીકે જાહેર દેખાવ કર્યો ન હતો. પણ કોચીન સ્ટેટમાં આવેલા અરનાકુલમ જતાં પહેલાં તેમણે મદ્રાસના ગવર્નર સાહેબ લોર્ડ પેન્ટલેન્ડની મુલાકાત લીધી હતી. અરનાકુલમ જમીન ઉપર આવેલું છે. જ્યારે કોચીન એ બેટ છે. કોચીનમાં ઠાકોર સાહેબે ખ્રિસ્તી દેવાલયની મુલાકાત લીધી. તે આખી દુનીયામાં ઘણું પ્રાચીન દેવાલય ગણાય છે.

કોચીનમાં નામદાર ઠાકોર સાહેબે ગુજરાતી નિશાળોની મુલાકાત લીધી હતી. કાઠીઆવાડ-ગુજરાતના ઘણાં માણસો ત્યાં વ્યાપાર અર્થે નિવાસ કરે છે. નામદાર ઠાકોર સાહેબ કોચીન પધાર્યા તે પહેલાં ઘણાં માણસો તેઓશ્રીને અલેપો સુધી સામા લેવા આવ્યાં હતાં. ઠાકોર સાહેબના પ્રવાસની આ ભાઈઓને ક્યાંથી ખબર પડી તે સંબંધમાં પુછપરછ કરતાં માલુમ પડ્યું કે અરનાકુલમમાં નામદાર ઠાકોર સાહેબ દોરાસ્વામી નામના એક વકીલ ગૃહસ્થને ત્યાં મીજમાન હતા. તે ગૃહસ્થ નામદાર ઠાકોર સાહેબ માટે રસોઈ કરવા એક ગુજરાતી રસોયાને બોલાવી લાવેલા હતા તે રસોયાએ ગુજરાતી ભાઈઓમાં એ હકિકત કહી હશે એમ લાગે છે. આથી કોચીનમાં નિવાસ દરમ્યાન નામદાર ઠાકોર સાહેબ માટે સર્વ પ્રકારનો પ્રબંધ કાઠિયાવાડ-ગુજરાત નિવાસીઓએ કરેલો હતો, અને એ આતિથ્ય એવું ભાવપૂર્ણ હતું કે પરદેશમાં હોવા છતાં નામદારશ્રીને તે સ્થાન પોતાના વતન જેવુંજ લાગ્યું હતું.

ત્યાથી ઠાકોર સાહેબ અરનાકુલમ પાછા આવ્યા અને ત્યાથી બે સ્ટીમલોન્ચ મારફતે કાઇલોન જે ત્રાવણકોરનુ એક અગત્યનુ શહેર છે ત્યા પધાર્યા મલબાર કિનારાની આ મુસાફરી ઘણી યાદગાર હતી

આ ત્રણસો માઇલની મુસાફરી અત્યત મનોહર દ્રશ્યોમા થઇને યાત્રીઓએ પસાર કરી. બન્ને કાઠે નાળીયેરના વૃક્ષોની ઘણી સુદર ઘટા ભાસતી હતી પ્રભાત અને સધ્યાના પ્રતિક્ષણે બદલાતા આકાશના રગો અને મનોહર વૃક્ષો અને સઘન વનસ્પતિની હરીયાળીના સયોગથી એક અપૂર્વ આનદદાયક દ્રશ્ય ઉપસ્થિત થતુ હતુ ઠાકોર સાહેબે તે દેશની સ્ત્રીઓને ત્યા પ્રથમજ જોઇ આ સ્ત્રીઓ કમર સુધી ઉચે ચઢાવેલો પોશાક પહેરે છે તેમના સુગઠિત અવયવો અને સુઘટ શરીરબધારણથી નાળીયેરની કુન્જોમા તેઓ સૂવર્ણ પ્રતિમા સમી ભાસતી હતી

કાઇલોનમા તેમણે મિશન હાઉસ અને શિક્ષણ સસ્થાઓની મુલાકાત લીધી અહિ નાના મોટા, ગરીબો તથા શ્રીમતો સહુ કોઇ અગ્રેજી ભાષા બોલી શકતા હતા, અને તે પણ બહુ સારી રીતે ક્વીલોનથી મોટર રસ્તે ઠાકોર સાહેબ ત્રાવણકોર પધાર્યા, અને ત્રાવણકોરના સદ્દગત નરેશની મુલાકાત લીધી તેઓ બહુ વયોવૃદ્ધ અને શ્રમિત ભાસતા હતા તેમના વિશાળ મહાલયની પરસાળમા એક મોટી ખુરશી ઉપર તેઓ બીરાજેલ હતા, જેમા તેઓ બહુ કૃશ અને નાજુક પ્રકૃતિના દેખાતા હતા.

તેઓશ્રી ઘણા ઉત્તમ સંસ્કારી, પ્રાચીન પ્રણાલિના ઉપાસક અને ભક્તિપૂર્ણ હૃદયના પુરૂષ હતા. તેમને સંતાન ન હતું. તેથી બે નાયર કન્યાઓને તેમણે દત્તક લીધી હતી, જેઓ અત્યારે ત્રાવણકોરમાં મહારાણીઓના દરજ્જે છે, અને જેમને ઉચ્ચ જ્ઞાતિના બ્રાહ્મણો સાથે વિવાહિત કરેલ છે. આ બેમાંથી નાનાં મહારાણીના પુત્ર અત્યારે ત્રાવણકોરના મહારાજાના પદે છે.

કાઠીઆવાડ કે જ્યાં સૈકાઓથી ઉત્તરોત્તર વંશપરંપરા પુત્રને ગાદીવારસ ગણવામાં આવે છે, ત્યાંના રાજકર્તાને વારસા સંબંધિ આ નાયર કાયદો બહુ વિચિત્ર અને ગુંચવણભરેલો ભાસે એમાં નવાઇ નથી. આ કાયદા પ્રમાણે સહુથી મોટી બ્હેન કે દીકરીના પુત્રને વારસો મળે છે.

ત્યાં પદ્મનાથનું દેવાલય આવેલું છે. ત્યાં હમેશાં મહારાજા તરફથી એક હજાર બ્રાહ્મણોને ભોજન કરાવવામાં આવે છે. આ દેવાલયની મુલાકાત ઠાકોર સાહેબ લે એમ મહારાજાની બહુ ઇચ્છા હતી. અને જો કે ઠાકોર સાહેબ મહારાજા સાહેબ તરફના આ ગંભીર સન્માન માટે ઘણા ઉપકૃત હતા, છતાં તેઓ જાણતા હતા કે પોતે વિલાયત જઇ આવેલા હોવાના કારણે, આ દેવાલયની મુલાકાત પછી તેની વિશુદ્ધિની ક્રિયાઓ કરવી પડશે. તેમણે દિવાન સાહેબને પૂછયું કે આ વિશુદ્ધિકરણનું અંદાજ શું ખર્ચ આવશે? તેનો ઉત્તર મળ્યો કે તે ક્રિયાનું મહારાજા સાહેબને અંદાજ દશેક હજાર રૂપીઆ ખર્ચ થશે ઠાકોર સાહેબને

દશ હજાર રૂપિઆનું ખર્ચ કરાવવાનું વ્યાજબી ન લાગ્યું, અને તેથી મહારાજાની સ્પષ્ટ ઇચ્છા હોવા છતાં તેમણે દેવાલયના ગર્ભાગારની મુલાકાત લીધી નહિ.

ઠાકોર સાહેબને ત્રાવણકોરમાં, કોલનગોડના રાજા સાહેબની મુલાકાત થઇ. અને ત્રાવણકોરથી ઠાકોર સાહેબ રાજ્યના મહેમાન તરીકે કોલનગોડ પધાર્યા. ત્યાં જમવાનું વાસણમાં નહિ પણ કેળનાં પાત્રા ઉપર પીરસવામાં આવતું હતું અને રાજા સાહેબ પોતાના મિજમાનો સાથે બેસીને જમતા નહિ. ઠાકોર સાહેબે સાથે બેસી નહિ જમવાનું કારણ પૂછતાં તેમણે કહ્યું કે "આ દેશમાં દ્દષ્ટિદોષથી અન્ન અપવિત્ર થવાનું મનાય છે, તેથી આ બાજુ એવો રિવાજ છે કે અમો એકલાજ બેસીને જમીએ છીએ. અમારી જ્ઞાતિનો રસોયો હોય તે પીરસવાને આવે, પણ જમવા વખતે રસોયો પણ હાજર ન રહે. તે તો પીરસીને ચાલ્યો જાય."

જમતી વખતે ઉન્હા પાણીના લોટા મુકયા હતા. ઠાકોર સાહેબે ધાર્યું કે એ પાણી હાથ ધોવા માટે હશે પણ હાથ તો ધોઇનેજ જમવા બેઠા હતા. તેથી ઉન્હું પાણી શા માટે રાખ્યું છે તે પૂછતાં ઉત્તર મળ્યો કે અહિં ભોજનમાં પીવા માટે ઉન્હું પાણી ઉપયોગમાં લેવાય છે.

ઠાકોર સાહેબે પુછ્યું:–"રાજાસાહેબ, આપને આવા મોહક પુત્રો છે. આપે શું ખરેખર તેમની નાયર માતા-ઓના હાથનો પાણીનો પ્યાલો પણ કદી નથી લીધો ?"

રાજાસાહેબે આશ્ચર્ય ચકિત થઇ ઉત્તર આપ્યો, "એ શું કહો છો ? કદીજ નહિ. હું ઉચ્ચ વર્ગનો બ્રાહ્મણ છું. તેણી નાયર સ્ત્રી છે. વિશેષમાં મારો દેહ ન હોય તે વખતે, મારા મૃત દેહનો અગ્નિસંસ્કાર કરવામાં આવે તે પહેલાં મારી સ્ત્રી અને પુત્રોએ મારૂં ગૃહ ત્યજી ચાલ્યા જવુંજ જોઇએ."

આ સાંભળી ઠાકોર સાહેબને એક ક્ષણ તો બહુજ આઘાત થયો. છેવટે તેમણે પૂછયું "રાણી અને પુત્રોની પછી શું દશા થાય ?"

રાજાએ શાંત ચિત્તે ઉત્તર આપ્યો, "તેઓ પોતાની માતાને ત્યાં જાય, અને ત્યાંનો વારસો મેળવે. મારી બ્હેન કે દીકરીનો પુત્ર મારો વારસ થવાનો."

કોલનગોડમાં એક દિવસે મહેલના ઝરૂખામાંથી શહેરના દેખાવો જોતા ઠાકોર સાહેબ ઉભા હતા ત્યાં નીચે કમ્પાઉન્ડમાં કેટલાક લોકો જોવામાં આવ્યા. તેમણે-સ્ત્રીઓ અને પુરૂષો બન્નેએ-એકાએક અને ઉતાવળથી કમરથી ઉપલા ભાગનાં વસ્ત્રો કાઢી નાખવા માંડયા. આ અસામાન્ય બનાવથી નામદાર ઠાકોર સાહેબને નવાઇ લાગી. તેમણે પાસે ઉભેલા નરોત્તમ શેઠને આનો ખુલાસો પૂછયો.

નરોત્તમ શેઠ ઠાકોર સાહેબની પછવાડે ઉભા હતા તેમને પુછયું કે-"આ શું કરે છે ?" નરોત્તમ શેઠ તરફ ફરીને પૂછવા ગયા ત્યાં વાંસે કોલનગોડના રાજા સાહેબ પોતેજ ઉભા હતા, તેમને ઠાકોર સાહેબે પૂછયું.

તેમણે ઉત્તર આપ્યો કેઃ—"આ પ્રમાણે કરવું એ આ દેશમાં સન્માન આપવાની રીત ગણાય છે."

કાઠીઆવાડમાં અસભ્ય પોશાક રાખવો એ અપમાન સૂચક ગણાય છે. દરેક દેશમાં સન્માન આપવાની પ્રથાઓ જુદી જુદી હોય છે, એમ નામદાર ઠાકોર સાહેબને લાગ્યું.

કોલનગોડથી સહુ ત્રાવણકોર આવ્યા. ત્યાંથી તેઓ કુમારિકા (કેપ કોમોરીન) ગયા. કુમારિકાનું દેવાલય સાધારણ ઉંચાઇનું છે. અને સમુદ્રતીરે એક ઉંચા ખડક ઉપર આવેલું છે.

સર્વવ્યવસ્થા ત્રાવણકોર નરેશ તરફથી કરવામાં આવી હતી. પરંતુ યાત્રીઓને દેવાલયના ગર્ભાગારમાં પૂજા કરવા દેવાનો પ્રતિબંધ કરવામાં આવ્યો હતો. કેમકે તેઓશ્રી વિલાયત જઇ આવેલા હતા. કેમકે જે કોઇ દરિયાપારની મુસાફરી કરી આવે તેઓ આ પૂજા કરવા માટે અપવિત્ર મનાય છે. ખાસ કૃપારૂપે, ઠાકોર સાહેબને મૂર્તિથી દશ ફીટ છેટે ઉભા રહીને દર્શન કરવા દેવાની રજા આપવામાં આવી હતી.

ઠાકોર સાહેબની સુખ સગવડનો પ્રબંધ કરવા માટે ત્રાવણકોર નરેશે જે ગૃહસ્થની નિમણુક કરી હતી તે એક સુંદર આકૃતિનો યૂવાન હતો અને બ્રાહ્મણ પિતા અને નાયર માતાનો પુત્ર હતો. ઉત્તર અને મધ્ય હિંદમાં બ્રાહ્મણો, પોતાની જ્ઞાતિ બ્હારની કન્યાને પરણી શકતા નથી. તેથી આ નાયર રિવાજોથી, યાત્રીઓને વારંવાર

આશ્ચર્ય થતું.

ત્રાવણકોરથી તેઓ મદુરામાં, મીનાક્ષી દેવીનાં દર્શન માટે આવ્યા. દક્ષિણ હિંદમાં આ દેવાલય સર્વથી સુંદર ગણાય છે. તેના ગોપુરને બાર માળ છે, અને મોરા ઉપર ઘણું બારીક કોતરકામ છે. મદુરાથી તેઓ તાંજોર ગયા. તાંજોરમાં એક સારૂં પુસ્તકાલય છે. તેમાં ઘણા પ્રાચીન હસ્ત-લિખિત ગ્રંથો છે. ત્યાં એક શિવાલયમાં શિવલિંગ બાર ફીટ ઉંચુ છે. પૂજારીને આ શિવલિંગનું પ્રક્ષાલન કે અર્ચન કરવા માટે નિસરણીનો ઉપયોગ કરવો પડે છે.

તાંજોરથી તેઓ ચિદામ્બ્રમ ગયા. ત્યાં એક દેવાલયમાં નીલમનું શિવલિંગ છે, જે ચારથી પાંચ ઈંચ ઉંચુ છે. ચિદામ્બ્રમથી તેઓ ત્રિચિનાપલીમાં આવ્યા જ્યાં ખડક ઉપરનું દેવાલય ઘણું વિખ્યાત છે. જે ખડક ઉપર આ દેવાલય બાંધેલું છે તે પચાસ ફીટ પહોળો, અને ત્રણસોથી ચારસો ફીટ ઉંચો છે.

ત્રિચિનાપલીથી શ્રીરંગમ્ જવા માટે સર્વે રવાના થયા. વચ્ચે કાવેરી નદી આવે છે. તે હોડીયોના પૂલથી ઓળંગી પેલે તીર ગયા. કાવેરીમાં સ્નાન કરવું તે મહાન પુણ્યકાર્ય ગણાય છે. ઠાકોર સાહેબે ફક્ત માર્જન કર્યું, અને યૂવરાજ સાહેબ તથા નરોત્તમ શેઠે તે ઠંડા જળમાં સ્નાન કર્યું ત્યાં સુધી સૌ કાવેરીના કાંઠે રોકાયા. તેઓ સહુ રંગસ્વામી આયંગર નામના ગૃહસ્થના મિજમાનો હતા. રંગસ્વામી

એ ભાગમાં ઘણા પ્રતિષ્ઠિત અને શ્રીમંત જમીનદાર છે. તેઓ તે વખતે નામદાર ગવર્નર જનરલ સાહેબની ધારા સભાના સભ્ય હતા. તેઓ પોતાના ખર્ચે ઘણી કેળવણીની સંસ્થાઓ ચલાવતા હતા. ઠાકોર સાહેબ અને યાત્રી મંડળ તેમને ત્યાં ઉતર્યા હતા.

ત્યાથી તેઓ શ્રીરંગમ્ આવ્યા. ત્યા એક મોટું દેવાલય છે. તેમા શ્રીરંગજીની સુતેલા આકારની મોટી મૂર્તિ છે. આ આખું દેવળ કપુરના ધુમાડાથી કાળુ થઇ ગયું હતું, જે તેની સુદરતામા ન્યૂનતા કરતુ હતું. આ દેવાલયને ફરતા સાત કિલ્લા છે દરેક કિલ્લાના અંગે બજારો છે.

આ બજારો માહેની કેટલીક તો ઘણા એકરોના વિસ્તાર વાળી છે આ મદિરને કોઇ ઠેકાણે બારી કે જાળી નથી. તેથી બહારનો પ્રકાશ સુદ્દલ આવતો નથી કપુરના દીવા કરીને તેના પ્રકાશમા મૂર્તિના દર્શન કરાવાય છે

નામદાર યુવરાજશ્રી તથા નરોત્તમ શેઠ જે વખતે કાવેરી નદીમા સ્નાન કરતા હતા તે વખતે નામદાર ઠાકોર સાહેબ શ્રીયુત રંગસ્વામી સાથે પ્રકીર્ણ વાર્તાલાપ કરતા હતા. રંગસ્વામીએ કાવેરી નદીમા એક બેટ બતાવી કહ્યુ કે —" આ બેટમા એક મદિર છે નદીમા પાણીનુ પૂર આવે છે ત્યારે તે બેટ અદશ્ય થઇ જાય છે તે વખતે લોકો માને છે કે મંદિર અને બેટ બધુ પાણીના અનહદ પૂરમા તણાઇ ગયું હશે, પણ પાણીનું પૂર ઉતરી

જતાં લોકોના ભારે આશ્ચર્ય વચ્ચે તે બેટ અને મંદિર જેમના તેમ જોવામાં આવે છે. આ દેવાલય ઘણું પ્રાચીન છે."

શ્રીરંગમથી તેઓ રામેશ્વર આવ્યા. ત્યાં શિવાલયમાં બે શિવલિંગો છે. તે બન્ને ભગવાન રામચંદ્રજીએ સ્થાપ્યાં હતાં એવી દંતકથા છે. એકજ દેવાલયમાં બે શિવલિંગો શા માટે છે તેના ખુલાસારૂપે એવી વાત પ્રચલિત છે કે રામ–રાવણના યુદ્ધમાં રામને વિજય મળ્યો, તેના સ્મારકરૂપે લંકાથી પાછા ફરતાં રામચંદ્ર ભગવાને એક શિવાલયની સ્થાપના કરી. લિંગસ્થાપનનું મુહૂર્ત બ્રાહ્મણોએ નક્કી કર્યું. અમૂક સ્થાનેથી શિવલિંગ લાવવા માટે હનુમાનજીને મોકલવામાં આવ્યા. પરંતુ મુહૂર્તના સમય પહેલાં હનુમાનજી આવી નહિ પહોંચવાથી, મુહૂર્ત સાચવવા માટે શ્રીરામે દરિયાની રેતીનું એક શિવલિંગ બનાવી તેની સ્થાપના કરી, જે હજી પણ, રૂપાના આચ્છાદન નીચે, સુરક્ષિત છે. થોડીવારે હનુમાનજી શિવલિંગ લઈને આવ્યા, તેની ફરીથી સ્થાપના કરી. આ ઉભય શિવલિંગો સમાન ભક્તિભાવથી પૂજાય છે. આ શિવલિંગોનો હંમેશાં ગંગાના જળથી અભિષેક થાય છે. અને તે માટે ગંગાજળ હંમેશાં નિયમિત આવે છે. જૂના જમાનામાં કાવડોદ્વારા આવતું. અત્યારે રેલ રસ્તે હંમેશા ગંગાજળ આવે છે.

રામેશ્વરની પાસે ધનુષ્કોટી છે. ભગવાન રામચંદ્રે હિંદુસ્થાનથી લંકા સુધીનો આ સ્થળે પૂલ બાંધ્યો હતો

અને રાવણ સાથે યુદ્ધ કરી ત્યાંથી પાછા ફર્યા પછી તેનો નાશ કર્યો હતો. આ પૂલ કયાં ગયો, તેની શોધ કરતાં કોઇ માણસો અગર વહાણોને અટકાવવા માટે રામે ત્યાં એ સ્થળે પોતાનું ચક્ર મૂકયું છે, જેથી એ સ્થળે અતિ ભયંકર વમળો થાય છે. તોપણ રામેશ્વરથી ધનુષ્કોટી ગયા તે વખતે લગભગ ચાર માઇલ સુધી જૂના સેતુ ઉપરજ રેલવે ચાલતી હતી. ત્યાંથી ફેરી બોટમાં લંકા જવાય છે પણ વમળના લીધે સેતુથી નીચે બહુ ફેરમાં ચક્રાવો લઇને ફેરીબોટો સિલોન જાય છે. ધનુષ્કોટીથી ફેરી બોટ મારફતે તેઓ સિલોનમાં ગયા. ત્યાં તાલેમનારના કાંઠે ઉતરી ટ્રેન મારફતે કોલંબો ગયા.

કોલમ્બોમાં જોવા યોગ્ય સ્થાનો જોઇને તેઓ કેન્ડી ગયા. ત્યાં તેમણે તેજાનાના બગીચાઓ જોયા. ઝાડો નીચે જાયફળના ઢગલા પડયા હતા, જે લેવાનું સહુને મન થતું હતું. કેન્ડીના બુદ્ધ મંદિરમાં તેઓ દર્શને ગયા. ત્યાં એક નાના સુવર્ણના પાત્રમાં તેમણે ભગવાન બુદ્ધનો દાંત જોયો. પૂજારીઓ તે દાંતને બીજાના હાથમાં જોવા આપતા નહિ. પણ જોનારની સમીક્ષા માટે તેઓ પોતાના હાથમાં જોનારની તદ્દન પાસે રાખતા, જેથી તે સારી રીતે જોઇ શકાતો. તે લગભગ પોણો ઇંચ લાંબો હતો. અને સ્હેજ પીળા રંગનો હતો. યાત્રીઓએ બીજા અનેક બુદ્ધ મંદિરોની મુલાકાત લીધી. પણ દંતના અવશેષવાળાં દેવાલય જેવાં તે સુવિખ્યાત ન હતાં.

ત્યાથી યાત્રીઓ નુરેલીયામા આવ્યા તે વખતે અતિશય ઠડી પડતી તેથી વધારે વખત રહેવાય નહિ હોટેલવાળાએ આ તકે પોતાના દર દોઢા ચઢા યા તેના કારણરૂપે એમ કહ્યુ કે તેના ચાલતા દરો, હિંદીઓ માટે ન હતા કેન્ડીમા પાછા આવ્યા પછી ત્યાથી અનુરાજાપુર ગયા તે સ્થાન માટે એમ કહેવાય છે કે ત્યા સો રાજાઓએ એક પછી એક અનુક્રમે રાજ્ય કર્યું હતુ એ સ્થાન અત્યારે ઉજ્જડ જેવુ છે સિલોનની ભાષામા અનુ એટલે ૧૦૦ ગણાય છે સો રાજાઓએ રાજ્ય કર્યું તેથી "અનુરાજાપુર" કહેવાય છે ઘણા જૂના દેવાલયો અને મહાલયો, ભૂતકાળની કીર્તિના સ્મારક તરીકે અત્યારે ઉભા છે બધાજ બુદ્ધ-મદિરો છે બુદ્ધ-ભક્તોએ તેમાના કોઈનો પુનરૂદ્ધાર કેમ નહિ કર્યો હોય એ વિચાર આવ્યા વિના રહેતો નથી

ત્યાથી યાત્રીઓ તાલેમનાર આવ્યા ત્યા સમુદ્ર કિનારે હિંદુસ્થાન ચઢાવવા માટે, કેળાના ઢગલેઢગલા પડ્યા હતા એક લુબ ઉપરના કેળા ઠાકોર સાહેબે ગણી જોતા ત્રણુસો સાઠ આશરે હતા અને તેની ઉંચાઇ લગભગ માણસના જેટલી હતી એવી તો અસખ્ય લુબો હતી ધનુષ્કોટી પાછા ફર્યા પછી, ફરીથી રામેશ્વરના દર્શન કરીને ત્યાથી મદ્રાસ ગયા

મદ્રાસથી ઠાકોર સાહેબે કાચીના દેવાલયોની યાત્રા કરી કાચીમા એક દેવાલય શિવનુ છે, અને બીજુ વિષ્ણુનુ છે, અને તે એક બીજાથી થોડા માઇલના અતરે

આવેલાં છે. વિષ્ણુકાંચીનું દેવાલય તો બંધ હતું. પૂજારીએ તે ખોલવાના દશ રૂપિયા માગ્યા અને કહ્યું કે–" મંદિરના દરવાજા તો ન ઉઘડે પણ ગુપ્ત દરવાજેથી દર્શન કરવા લઇ જાઉં." તે કબુલ કર્યું. એટલે પૂજારીએ યાત્રીઓને બીજા દરવાજેથી લઇ જઇ દર્શન કરાવ્યાં. આ મૂર્તિ ઘણી ભવ્ય છે.

હિંદુસ્થાનમાં સાત પવિત્ર પુરી છે, તે માંહેના શિવકાંચી અને વિષ્ણુકાંચી એ ધામો છે. તેનું અલ્પવર્ણન ચાર પવિત્ર સરોવરોના વર્ણન સાથે, આગળ આપવામાં આવશે. આ સ્થાનોની યાત્રા કરવી એ મોટું પૂણ્યકર્મ ગણાય છે. અને દરેક ધર્મપરાયણ હિંદુએ એ યાત્રા કરવીજ જોઇએ. આ સપ્તપુરી તે અયોધ્યા, મથુરા, માયા (ગયા), કાશી, કાંચી, અવંતિકા (ઉજ્જન) અને દ્વારકા છે. ચાર પવિત્ર સરોવરો નીચે પ્રમાણે છે. (૧) નારાયણ સરોવર. તે કચ્છમાં આવેલ છે. (૨) બિંદુ સરોવર. તે સિદ્ધપુર પાસે આવેલ છે. (૩) પંપા સરોવર, ઉત્તરમાં ઋષિકેશ પર્વત પાસે અને (૪) અલકા સરોવર.

કાંચીથી યાત્રીઓ વ્યંકટગિરિમાં બાલાજીના દર્શન માટે ગયા. એ મંદિર ટેકરી ઉપર આવેલું છે. ટેકરી ઉપર ચડતા પહેલાં જોડા કાઢી નખાવવામા આવે છે. એટલે તળેટીથી શિખર સુધી, જે છ માઇલનો રસ્તો છે ત્યાંસુધી, ઉઘાડા પગે ચાલવું પડે છે.

ઠાકોર સાહેબ ડોળીમાં ગયા, હતા, તેથી આ મુશ્કેલીમાંથી

તેઓ બચી શકયા હતા. રસ્તો બહુ સારો હતો, અને બધા સરળતાથી ચઢી શકયા. આ મંદિરમાં એક ગોલક નામનું ગુપ્ત સ્થાન છે. તેની રચના એવી રીતે કરી છે કે ભકતો પોતાને અર્પણ કરવાની વસ્તુઓ ગુપ્તરીતે નાખી શકે. આ ગોલક ઉપર સરકારનું સીલ હોય છે. જે દિવસે ઠાકોર સાહેબ ત્યાં પધાર્યા તેજ દિવસે ગોલકનું દ્વાર ખુલવાનું હતું. આ ગોલક ત્રણ ત્રણ મહિને મંદિરના ટ્રસ્ટીઓની હાજરીમાં ખોલવામાં આવે છે.

અર્પણ થયેલી વસ્તુઓનું વર્ગીકરણ કરીને જૂદા જૂદા ઢગલાઓ કરવામાં આવ્યા હતા. એક ઢગલો ત્રાંબાના સિક્કાઓનો, બીજો રૂપાના સિક્કાઓનો, ત્રીજો સોનામહોરોનો, તે ઉપરાંત ઘરેણાંઓ અને કિંમતી ચીજોનો. એ પ્રમાણે બધી ચીજોની એકંદર કિંમત પોણાબે લાખની હતી. એકલા ગોલકમાંથીજ વાર્ષિક ઉપજ પાંચથી છ લાખ રૂપીઆની થાય છે.

બીજું એક આશ્ચર્ય ઉપજાવનારૂં દૃશ્ય એ હતું કે ત્યાં ઘણી સ્ત્રીઓ માથે તદન મુંડો કરાવેલી માલુમ પડી હતી. હિંદુસ્થાનના બીજા ભાગોમાં સ્ત્રીઓનું મુંડન એ વૈધવ્યની નિશાની ગણાય છે. આવી મુંડનવાળી સ્ત્રીઓના સમૂહને જોઇને ઠાકોર સાહેબને ઘણું આશ્ચર્ય થયું. આ બધી સ્ત્રીઓ વિધવાઓ ન હતી. પણ ત્યાં એવો રિવાજ હતો કે દર્શન કરવા આવનાર સર્વ સ્ત્રીઓ, પછી ભલે તેઓ વિવાહિત હોય કે અવિવાહિત હોય, સધવા હોય કે વિધવા

હોય, પણ તેઓ પોતાના કેશને દૂર કરે નહીં ત્યા સુધી શ્રી બાલાજીની યાત્રા પરિપૂર્ણ થઇ ગણાય નહિ આ મ દિરમા નામદાર ઠાકોર સાહેબને વ્યકટગિરિના રાજાસાહેબ અને તેમના પુત્રની મુલાકાત થઇ તેઓ બન્ને પોલોના બહુ ઉત્સાહી ખેલાડીયો છે ઠાકોર સાહેબે તેમની પોલોની રમત જોઇ તે વખતે બ ધાયેલી મૈત્રી હજુ પણ ચાલુ છે

વ્ય કટગિરિથી તેઓ બેગલોર ગયા ત્યા તેઓ નામદાર મહારાવ સાહેબના મીજમાન થયા, અને ત્યા સારી રીતે આરામ લીધો ત્યા નામદાર ઠાકોર સાહેબે મેસર્સ એ. લેવન્ડર એન્ડ ક પનીવાળા મી અને મિસિસ હોરેસ વિલિયમ લેવન્ડરની મુલાકાત લીધી આ ક પની બેગ લોરમા મોટા પાયા ઉપર શેત્ર જી બનાવવાનુ કારખાનુ ચલાવે છે, અને હિ દુસ્થાન બહારના દેશોમા તેનો મોટા પાયા ઉપર નિકાસ કરે છે આ શેત્ર જીઓ બનાવવાની શાળાનુ કારખાનુ સમયના અભાવે નામદાર ઠાકોર સાહેબ જોવા જઇ શકયા ન હતા, કેમકે તેઓશ્રીને પોતાની રાજ્ય ધાનીમા પાછા પધારવાની ઉતાવળ હતી

બેગલોરમા નામદાર ઠાકોર સાહેબ કોલાર ગોલ્ડ ફીલ્ડ જોવા પધાર્યા, અને એક મોટામા મોટી ખાણ જેનુ નામ માઇસોર ખાણ છે તેની અ દર ઉતરી ત્યાનુ કામ અવલોકયુ અહિ તેઓશ્રીની અદ્દભુત અવલોકન શકિતના એક પ્રસ ગનો અગાઉ ઉલ્લેખ થઇ ગયો છે

અઢેક હજાર આઉન્સ ( પચીસમો તોલા ) ની સોનાની

પાટો ત્યાં પડી હતી. આ પાટો ફક્ત જોવા માટે મૂકી હતી. મેનેજરે કહ્યું કે—"આમાંથી એક પાટ એક હાથે ઉપાડી લ્યો તો તે તમને આપી દઇએ." સહુએ ઉપાડવા પ્રયત્ન કરી જોયો. મી. મિરઝા જે મજબુત બાંધાના આદમી હતા તેમણે ખૂબ પ્રયત્ન કરી જોયો પણ પાટની બનાવટ, માપ અને વજન એવી રીતે હતાં કે તેમાં કોઇ ફત્તેહમંદ થયું નહીં તેમણે બાવનીંગ પેંટમાં બપોરનું ખાણું લીધું. માઇસોરના મહારાજા સાહેબે તે બાબત બહુ સારો બંદોબસ્ત કરેલો હતો

ત્યાંથી મોટર રસ્તે પાછા ફરતાં મોટરને એક અકસ્માત થયો. લાકડાના લાંબા ઘુણીયાથી ભરેલું એક ગાડું સામું મળ્યું. ગાડું બાજુએ ફરવા જતું હતું, ત્યાં જે મોટરમાં ઠાકોર સાહેબ બિરાજતા હતા તે મોટરને હુડને એ ગાડામાંનું એક ઘુણીયું અથડાવાથી નુકશાન થયું. અને ડ્રાઇવર પાસે મિ. મિરઝા બેઠા હતા તેને જરા વાગ્યું. તેઓ બેંગલોરમાં પાછા આવ્યા, અને ત્યાંથી માઇસોર પધાર્યા.

માઇસોરમાં અમર પેલેસમાં નામદાર ઠાકોર સાહેબનો ઉતારો હતો. તેમના માનમાં નામદાર માઇસોર યુવરાજ સાહેબે આનંદ પ્રમોદનો પ્રબંધ કરેલો હતો. મહારાજા માઇસોરના દિવાન, સર મહમદ ઇસ્માઇલ મિરઝા કે જેઓ માઇસોર નરેશના સહાધ્યાયી હતા, તેઓ તે વખતે મહારાજા સાહેબના પ્રાઇવેટ સેક્રેટરી હતા. તેમણે પણ મહેમાની અને

બુદ્ધિશાળી અધિકારી છે. તેમણે મહારાજા સાહેબ પાસે નામદાર ઠાકોર સાહેબની ઓફિશિયલ વિઝિટનો, તેમજ મહારાજા સાહેબની, ઠાકોર સાહેબના ઉતારે રીટર્ન વીઝીટનો બંદોબસ્ત કર્યો. તે પછી જ્યાં સુધી ઠાકોર સાહેબ ત્યાં બિરાજ્યા ત્યાં સુધી મહારાજા સાહેબ હંમેશાં પધારતા.

બન્ને રાજવીઓ સમાન વિચારના હોવાથી, હંમેશાં તેઓ કલાકોના કલાકો સાથે વ્યતિત કરતા. માઈસોર નરેશ આ યુગના એક ઉત્કૃષ્ટ સંસ્કારી રાજકર્ત્તા છે. તેઓશ્રી ઘણા ભલા અને ધર્મ પરાયણ છે. તેઓ પોતાના વિશાળ રાજ્યવહીવટની ઝીણામાં ઝીણી બાબતથી વાકેફ હતા તે જોઇને ઠાકોર સાહેબને આશ્ચર્ય થતું. આજ કારણે માઈસોર હિંદી રાજસ્થાનોમાં એક આદર્શ રાજ્ય તરીકે ગણાય છે અને નૃપતિસંસ્થાને કીર્તિપ્રભા અર્પે છે. મહારાજા સાહેબને ઘોડાઓનો બહુ શોખ છે. એમની ઘોડાહારો બહુ વખણાય છે અને મહારાજા સાહેબ હંમેશાં સવારમાં તેની મુલાકાત લે છે. તેઓ નામદાર ઠાકોર સાહેબને સાથે લઇને બે વખત તમામ ઘોડા દેખાડ્યા હતા. તેમાં સારામાં સારા ઘોડા માઈસોર સ્ટેટના હતા.

ઠાકોર સાહેબે ત્યાંની ચામુંડા દેવીના મંદિરની મુલાકાત લીધી, અને દશેરાની સ્વારીમાં કાઢવામાં આવતો એક સમયનો પ્રખ્યાત રથ જોયો, જેના ચક્ર નીચે સવારીમાં હજારો બકરાંઓનો ભોગ લેવાતો. આ ભયાનક અને

ક્રૂરતાભરી પ્રથા મહારાજા સાહેબે બંધ કરી છે અને તેથી પ્રાણીદયાના હિમાયતીઓમાં તેઓશ્રી ઘણા લોકપ્રિય બન્યા છે.

નામદાર ઠાકોર સાહેબે ત્યાંનો પ્રખ્યાત કાવેરીનો બંધ જોયો. આ બંધ, દુનીયાના મોટામાં મોટા બંધો માંહેનો એક છે અને ત્યાં ઉત્પન્ન થતો વિજળીક બળનો પ્રવાહ ઓતેર માઇલ સુધી દૂર મોકલવામાં આવે છે. આ બંધનું બાંધકામ, સર વિશ્વેશ્વરાયાની યોજના અને દેખરેખ નીચે થયું હતું. સર વિશ્વેશ્વરાયા જ્યારે પહેલાં પૂનામાં એકઝીક્યુટીવ ઇન્જીનીયર હતા ત્યારે ઠાકોર સાહેબ તેમને સને ૧૮૯૨ માં મળ્યા હતા. તે વખતે સર વિઠલદાસ દામોદરે તેમની ઠાકોર સાહેબ સાથે ઓળખાણ કરાવી હતી. તે વખતે પણ સર વિશ્વેશ્વરાયાએ પૂનાના ખરગવાસલા તળાવના વેરની યોજનાથી ઘણી કીર્તિ મેળવી હતી. તે યોજના એવા પ્રકારની હતી કે જ્યારે તળાવ ભરેલું હોય ત્યારે વેર તેની મેળે ખુલ્લી જતો, અને પાણી અમૂક લેવલે હોય ત્યારે પોતાની મેળે બંધ થઇ જતો. તે વખતમાં આ યોજના ઘણી આશ્ચર્યકારક ગણાતી. માઇસોર અને શ્રીરંગપટ્ટનમાં ઘણાં જોવા લાયક સ્થળો ઠાકોર સાહેબે જોયાં અને ત્યાંથી શોલાપુર અને મુંબઇ થઇને લીંબડી પધાર્યા.

પૂર્વ તરફની યાત્રા સને ૧૯૧૭ માં કરી. તે વખતે બરમાના પ્રખ્યાત સદ્દગત શેઠ સર અબદુલ કરીમ જમાલના પુત્રના લગ્ન હતાં તે અવસરે નામદાર ઠાકોર સાહેબ

જનાના મહિત ખરમામા પધાર્યા હતા. ત્યાથી વળતા પૂર્વ ધામોની યાત્રા કરી હતી જમાલશેઠ નામદાર ઠાકોર સાહેબના જૂના સ્નેહી હતા. તેમની મૈત્રી જામનગરમા બંધાયેલી હતી એક સમય એવો હતો કે જ્યારે તેમની પાસે અઢળક દ્રવ્ય હતું, જે નામદાર ઠાકોર સાહેબની સલાહને આભારી હતુ. તેમની કારકીર્દિની શરૂઆતમા શેઠ સાહેબ હંમેશા ઠાકોર સાહેબની સલાહને અનુસરતા.

જગન્નાથપુરી સમુદ્ર તીરે આવેલુ છે ઠાકોર સાહેબ અને તેમની પાર્ટી માટે એક સરસ મકાનમા ઉતારાની સગવડ કરવામા આવી હતી. પણ સામેજ સોલ્ટ ફીશરીનુ કારખાનુ હોવાથી, તેની ઘણી દુર્ગંધ આવતી તેથી તેમને પોતપોતાના મહેલોમાજ રહેવુ પડયુ

જગન્નાથ મંદિરની મૂર્તિઓ કાષ્ઠની બનાવેલી છે અને એમ કહેવાય છે, કે જ્યારે કોઇ મૂર્તિને નવેસર બનાવવાની જરૂર પડે છે ત્યારે તે માટેનો જરૂરનો લાકડાનો કટકો આપોઆપ દરીયામા તરતો તરતો આવે છે આ કાષ્ઠ ખંડને દેવળના પૂજારીઓ ગાજતે વાજતે લાવે છે, અને તેમાથી નવી મૂર્તિઓ બનાવી રંગાવે છે અને તેની પ્રતિષ્ઠા કરે છે તથા જૂની મૂર્તિઓને સમુદ્રમા મૂકી આવવામા આવે છે

આ મૂર્તિઓને તદ્દન કળાહીન રીતે રંગવામા આવે છે અને જગન્નાથના મંદિરના પૂજારીઓ ઘણા ઉદ્ધત છે.

જગત-વિખ્યાત જગન્નાથનો રથ હજી પણ સ્વારીરૂપે નીકળે છે અને જો કે નામદાર સરકારે પ્રથમ થતું તેમ તેના ચક્રો નીચે આત્મ-બલિદાન થતું અટકાવ્યું છે, છતાં પણ કોઇ કોઇવાર એવા પ્રસંગો બને છે કે ભોળા ભકતો મુક્તિની આશાએ તેના રાક્ષસી ચક્રો નીચે પોતાના દેહનું બલિદાન આપે છે.

જગન્નાથપુરીથી તેઓ કલકત્તા આવ્યા, અને ત્યાંથી આગ્રા, ફત્તેહપુર-સિક્રી, સિકંદર અને દિલ્હી થઇને લીંબડી પધાર્યા.



## પ્રકરણ ૧૩ મું.

તા. ૨૦ એપ્રીલ સં. ૧૯૨૨ના રોજ જ્યારે નામદાર ઠાકોર સાહેબ હિમાલયમાં આવેલા કેદરનાથની યાત્રા માટે પધાર્યા ત્યારે તેમણે એક જાહેરનામું બહાર પાડી, જે કોઇને યાત્રા માટે સાથે આવવું હોય તેમને આવવા આમંત્રણ આપ્યું. યાત્રામાં જમવાની અને ઉતારાની સગવડ રાજ્ય તરફથી થવાની હોવાથી, એ પ્રલોભનને લીધે ઘણા માણસો યાત્રામાં સામેલ થયા. નામદાર ઠાકોર સાહેબે અગમચેતી વાપરીને, યાત્રીઓનાં સુખ અને સગવડ માટે એવો પ્રબંધ કર્યો હતો કે, રસ્તામાં કોઇએ જ્યાં ત્યાંનુ પાણી પીવું નહિ. આથી કરીને સહુની તંદુરસ્તી સારી રહી. આખી યાત્રા દરમ્યાન કોઇ યાત્રીનું મૃત્યુ નહોતું થયું, જે ઘટના ઘણી અસામાન્ય ગણાય. કારણ કે હિંદુસ્થાનની બધી યાત્રાઓ કરતાં આ યાત્રામાં ઘણા માણસો જીવ ગુમાવે છે. કંટાળેલો યાત્રી જ્યારે સ્વચ્છ ચળકતા પાણીનું ઝરણુ નીહાળે છે, ત્યારે એ વાત તે ભૂલી જાય છે કે એ પાણી કેટલી ઝેરી વનસ્પતિઓ સોંસરૂ થઇને આવતું હશે અને જે શ્રમિત યાત્રીને ફકત નિદ્રાની જરૂર હોય છે, તે જ્યારે દુકાનોનો વ.સી, હલકો

ખોરાક ખાય છે, ત્યારે તે ભાગ્યેજ જાણતો હોય છે કે તે એક મૃત્યુ અને વ્યાધિની ખીણ છે. નામદાર ઠાકોર સાહેબનો જ્યાં મુકામ હોય ત્યાંથી અગાઉથી આગળ માણસ મોકલી ઉન્હી તાજી રસોઇ તૈયાર રખાવતા, અને દરેક માટે ઉકાળેલા પાણીનો પ્રબંધ રાખતા. રસ્તામાં આવતાં પાણી પીવાની સખત મનાઇ હતી. નામદાર ઠાકોર સાહેબના સહુથી નાના કુમાર નામદાર ઘનશ્યામસિંહજી સાહેબ હંમેશાં મુખ્ય પાર્ટીથી આગળ ચાલી તમામ માટે થોડા થોડા અંતરે ગરમાગરમ ચા વિગેરે તૈયાર રખાવતા.

યાત્રાની શરૂઆત હરદ્વારથી શરૂ થઇ. હરદ્વારનો શબ્દાર્થ હરનું દ્વાર એટલે કે શંકર અર્થાત્ નિવાર્ણનું દ્વાર છે. હરદ્વાર ગંગા કિનારે એક ગંદુ સ્થળ છે, અને દર સાલ આવતા યાત્રીઓના ધસારાથી, અને તેમના ગંગા સ્નાનથી તે અધિક ગંદુ થાય છે.

હરદ્વારથી ઋષિકેશ સુધી યાત્રીઓ મોટર રસ્તે ગયા. યાત્રા માટે છેવટની બધી તૈયારી અહિં કરવામાં આવી હતી. દાંડીયો (પાલખી) અને કાંડીયો (ટોપલીયો) વૃદ્ધો અને શ્રમિતો માટે તૈયાર હતી. સામાન ઉપાડવા માટે મજુરો હાજર હતા. દરેક મજુરને ચાર ચાર મણ સાલે ઉપાડવાનો નિયમ હતો.

ઋષિકેશથી ત્રણ માઇલ દૂર તહેરી સ્ટેટની હદ શરૂ થાય છે. ત્યાં આ બધો બોજો જોખીને ચોકસાઇ કરવામાં આવે છે. નિયત થયેલા વજનથી વધુ બોજો કોઇ મજુરને

લેવા દેવામાં આવતો નથી. ઘણાખરા મનુશે તહેરી રાજ્ય-નાજ હોય છે. ત્યાં જે પ્રકારનું વાતાવરણ જોવામાં આવ્યું તે ઉપરથી લાગે છે કે અમૂક યાત્રીઓને બહુ હેરાનગતી થતી હશે.

ટોલ ટેક્સના ઉપરીને બોલાવીને તેનો ટેક્સ આપી દેવામાં આવ્યો. અને તમામ સર સામાન તોળાવી ધોરણુસર કરવામાં આવ્યું, જેથી બીજે દિવસે નકામો વિલંબ ન થાય. આ બધામાં બહુ ઉદાર મનથી કામ લેવું પડ્યું હતું.

શરૂઆતથીજ રસોડા માટે એવો પ્રબંધ કરવામાં આવ્યો હતો કે રસોડાના બે ભાગ કરવામાં આવ્યા હતા. છ રસોયા અને તેની મદદમાં બે વડા માણસોની સગવડ હતી. ઋષિકેશમાંથી રવાના થતા પહેલાં એક રસોડાનો સ્ટાફ આગલા દિવસે મોકલી આપી, તેમને એવી સૂચના આપવામાં આવી હતી કે યાત્રીઓ માટે પાણી ગરમ કરીને ઠારી રાખે અને સવારમાં નવ વાગ્યા પહેલાં રસોઇ તૈયાર રાખે. રસ્તામાં ચાલતાં જ્યાં જ્યાં મુકામો નક્કી કરી રાખ્યા હતા, ત્યા નામદાર કુમારશ્રી ઘનશ્યામસિંહજી સાહેબ યાત્રીઓ માટે ચા તૈયાર કરાવી રાખતા હતા; અને ત્યાં થઇને જેમ જેમ માણસો પસાર થતા જાય, તેમ તેમ ચા પીને ચાલતા થાય. નવ વાગતા સુધિમાં મુકામ ઉપર પહોંચી જાય તેમ કરવાનું હતું. કેમકે સવારમાં ત્રણ વાગ્યે ચાલવાનું હતું. સવારમાં નવ વાગ્યે પહોંચે ત્યાં રસોઇ તૈયારજ હોય, અને જેમ જેમ માણસો પહોંચતા જાય તેમ

ફરતાં સુધી હજામત નહિ કરાવવાનું અને કેટલાક દારૂ નહિ પીવાનું વ્રત લે છે.

દેવપ્રયાગથી તેઓ બિલ્વનાથ આવ્યા. વાચકોને મહાભારતની વાત યાદ હશે કે એક મહા બળવાન ભીલ સાથે અર્જુનને યુદ્ધ થયું હતું. તે ભીલ શંકર ભગવાન પોતેજ હતા. આ યાદગાર યુદ્ધ જે સ્થળે થયું હતું તે સ્થાન આ બિલ્વનાથ છે.

બીજું જોવાલાયક સ્થાન, ઘરવાલ તહેરીની જૂની રાજધાની શ્રીનગર હતું. ગુરખા સાથેની લડાઇમા બ્રિટિશ સરકારે તહેરીને સહાય આપી હતી અને બ્રિટિશ લશ્કરનું ખર્ચ આપવા માટે તહેરી મહારાજા અશક્ત હોવાથી તેમને શ્રીનગર અને પોતાના પ્રદેશનો લગભગ અરધો ભાગ આપવો પડયો હતો.

શ્રીનગરથી ધીરે ધીરે વિશ્રામ લેતા તેઓ જ્યોતિર્મઠ ગયા. તે સ્થાન ભગવાન શ્રીશંકરાચાર્યના ચાર ધામ માહેનું એક છે. જ્યારે બદરિનાથ બરફથી ઢકાઇ જાય છે, ત્યારે ત્યાના પૂજારીઓ અહિં જ્યોતિર્મઠમા આવે છે, અને લાવી શકાય તેવી મૂર્તિઓ ત્યા સાથે લાવે છે. શીયાળાના માસમાં બદરિનાથની એકે નિશાની અવશેષ રહેતી નથી. કેમકે સહુ કાઇ બરફ નીચે ઉંડું ઢંકાઇ જાય છે. એમ મનાય છે કે ભગવાન શંકરાચાર્યે ઉપનિષદો ઉપરના પોતાના ભાષ્યો અહિં જ્યોતિર્મઠની ગુફામા નિવાસ કરીને લખ્યા હતા છ માસ બંધ રહ્યા પછી બદરિનાથના દ્વાર

ખુલ્લે છે. તે ખુલવાની ક્રિયા વખતેજ નામદાર ઠાકોર સાહેબ ત્યાં હાજર રહે તેવી રીતે યાત્રાનો સમય ગોઠવાયો હતો.

પૂજારીઓ એમ કહે છે કે બરફથી છ માસ આચ્છાદિત હોય છે તે દરમ્યાન પણ બદરિનાથ ભગવાનની પૂજા તો શરૂજ રહે છે અને દેવો આવીને કરી જાય છે. અને જ્યારે છ માસ પછી દ્વાર ખુલ્લે છે ત્યારે પણ એ પૂજા થયાના અવશેષો જોવામાં આવે છે.

આ વાત સાચી છે કે કેમ તે નક્કી કરવા ઠાકોર સાહેબની ઇચ્છા હતી. મંદિરનાં દ્વાર ખુલ્લાં મુકાવા સમયે તેઓ નામદાર ત્યાં હાજર હતા અને તેમની હાજરીમાંજ બધાં સીલ ખુલવામાં આવ્યાં. દરવાજા ઉપર એકલા સરકાર તરફથીજ નહિ, પણ તહેરી દરબાર તરફથી પણ એ દરવાજાઓ ઉપર સીલ કરવામાં આવે છે. બધાં સીલ તોડયા પછી, અંદરના બારણાં ખુલવામાં આવ્યાં. પરંતુ ત્યાં પૂજાના કોઇ અવશેષો માલુમ પડયા નહિ; છતાં એક મોટા વાસણમાં ઘીનો દીવો બળતો હતો. છ માસ બરફ નીચે દટાએલ હોવા છતાં દીવો બળતો રાખવા પુરતો ઓકિસજન કયાંથી આવતો હશે તે ખરેખર મોટો પ્રશ્ન હતો. છ માસ સુધી દિપક બળતો રહે છે તે ઉપરથી દેવો પૂજા કરી જાય છે એવી દંતકથા શરૂ થઇ હશે. બદરિનાથમાં વિષ્ણુ ભગવાનની મૂર્તિ હોવાનું જણાવાય છે. પરંતુ વધુ સંભવિત એમ છે કે તે મૂર્તિ પ્રાચીન બુદ્ધ ભગવાનની મુર્તિ હશે. સમયના વહેવા સાથે મુર્તિ ઉપરનું

મ્હેરાબ ઘસાઇ ગયું છે. અને બાકીના જે અંશો રહ્યા છે તેમાં ત્યાંના ભક્તોએ વિષ્ણુ ભગવાનના અસ્ત્ર શસ્ત્રો કોતરી રાખ્યાં છે અને તે મૂર્તિ ચતુર્ભુજ ભગવાનની હોવાનો દાવો રાખે છે.

બદરિનાથ જવાનો માર્ગ હિંદી સરકારની હકુમતમાં છે. એક સમયે તેના ઉપર તહેરી સ્ટેટની હકુમત હતી. બદરિનાથમાં ઉન્હા પાણીના ઝરણો છે, જ્યાં યાત્રીઓને ગરમ પાણીના સ્નાનની સગવડ મળતી. કારણકે બદરિનાથમાં ઠંડી એવી તો સખત પડતી કે, આવા ઉન્હા પાણીના ઝરણોના અભાવે, ખરેખર ઘણી અડચણ પડત, એટલુંજ નહિ પણ યાત્રીઓના જીવને પણ જોખમ ભરેલું થઇ પડત. ગંગાજીમાં આગળ જતાં જોડાતા એક જળપ્રવાહનું ઉત્પત્તિસ્થાન અહિં છે, અને એ સ્થળમા સ્નાન કરવામા મહાન પુણ્ય મનાય છે.

કદાચ કોઇ માદા પડી જાય, એ બીકથી નામદાર ઠાકોર સાહેબે સહુને એવી સલાહ આપી હતી કે ગંગાનું જળ ઉતારે લાવી ઉન્હું કરીને ન્હાવું, અને તે માટે સગવડ પણ રાખી હતી. કદાચ ત્યાં કોઇ મરી જાય તો તેને અગ્નિદાહ આપવા માટે પુરતાં લાકડાં પણ મળી શકે તેમ ન હતું. અને શબને પુરતો અગ્નિદાહ ન કરવામાં આવે તે એક મોટો દોષ મનાય છે. પરંતુ ભોળા હિંદુઓના હૃદયમાં, સ્હેલાઇથી પુણ્ય પ્રાપ્ત કરવાની અભિલાષા એવી પ્રબળ હોય છે કે એ હુકમનો અનાદાર કરીને, મોજીદડ

ગામનો એક ખેડુત ન્હાવા પડ્યો; અને તુર્તજ તેને ૧૦૩ ડિગ્રી તાવ આવ્યો અને ત્રણ દિવસ સુધી માંદો રહ્યો. આ વાતનો કરૂણ અંશ તો એમાં રહેલો છે કે એ યાત્રીને બ્રાંડી પાઇને ગરમી આપવી પડી હતી, જેથી, તેના બંધુ યાત્રીઓના મત અનુસાર, તે સ્થાનમાં સ્નાન કરવાનું પુણ્ય નિષ્ફળ જાય, એટલુંજ નહિં પણ આખી યાત્રાથી પ્રાપ્ત થયેલું પુણ્ય પણ તણાઇ જાય.

બદરિનાથમાં નામદાર ઠાકોર સાહેબે એક ધર્મશાળા ચણાવી. ખાસ કરીને કાઠીઆવાડમાંથી આવતા યાત્રીઓને સગવડ મળે તે હેતુથી તે ધર્મશાળા બંધાવી છે અને તે લીંબડીનાં સદ્દગત પુણ્યાત્મા રાણી સાહેબનાં નામની છે.

બદરિનાથથી તેઓ કેદારનાથ તરફ રવાના થયા. લાલ-સાંગાથી એ રસ્તો જુદો પડે છે. મૂળ રસ્તો ભાગીરથીના તીરે તીરે છે. ભાગીરથી નદી પર્વત ઉપરથી સપાટી ઉપર ઉતરે છે. તેનો ધ્વનિ એટલો બધો થાય છે કે કોઇને ઉંઘ આવતી નહિ. છેવટે થાકથી કંટાળીને, અવાજથી કાન બ્હેરા થઇ ગયા પછી ઉંઘ આવતી. કેટલીકવાર ભાગીરથી અદૃશ્ય થતી, છતાં પણ ચટીમાં મુકામ હોય ત્યાંથી પણ તેનો અવાજ સંભળાયાજ કરતો. નવ દિવસની મજલ પછી સહુ કેદારનાથ પહોંચ્યા.

રસ્તે જતાં ત્રીજુગી નારાયણની જગ્યામાં હોમ કરાવ્યો. મૂખ્ય માર્ગથી તે સ્થાન સાડાચાર માઇલ દૂર છે. ત્યાં યાત્રીઓને એક અસલી અગ્નિકુંડ બતાવવામાં આવે છે,

અને એમ કહેવાય છે કે શિવ-પાર્વતીનાં લગ્ન પ્રસંગે એ અગ્નિ પ્રજ્વલિત થયેલો હતો, તે હજી સુધી સચેત છે. દરેક યાત્રીએ ત્યાં, તલ, ઘી, સમિધ આદિ નાખવુંજ જોઇએ, જેથી આ અગ્નિ હંમેશાં પ્રજ્વલિત રહે છે.

કેદારનાથથી થોડે નીચે ગૌરીકુંડમા ગરમ પાણીના ઝરા છે. અને શીયાળામા, બદરિનાથના પૂજારીઓ જેમ જ્યોતિર્મઠમા આવે છે, તેમ કેદારનાથના પૂજારીઓ ગૌરીકુંડમાં આવે છે.

એ સ્થળે એક નેપાળની રાજ્ય કન્યા સામી મળી. તેણીએ સાભળ્યુ હતું કે નામદાર ઠાકોર સાહેબ કેદારનાથથી ગંગોત્રી અને જન્મોત્રી તરફ પધારે છે. તેણીએ ઠાકોર સાહેબના ગોરને બોલાવી, તેના મારફત વિનંતિપૂર્વક કહેવરાવ્યું કે તે તરફની યાત્રા બધ રાખે. તેણે કહ્યુ કે-" રસ્તો એવો ખરાબ છે કે હું ઉચ્ચ દરજ્જાની સ્ત્રી હોવા છતા, અને આખી જીદગીમા પરપુરૂષનો સ્પર્શ નહિ કર્યા છતા, મારે પાલખીમાથી ઉતરીને પુરૂષના ખભા ઉપર બેસીને, સલામતીને ખાતર રસ્તો કાપવો પડયો હતો."

નામદાર ઠાકોર સાહેબે તહેરીના નામદાર મહારાજાની આ બાબતમા સલાહ પૂછવાનો તાર કર્યો કેમકે સ્વાભાવિક રીતે એ પ્રદેશ તેઓશ્રીની હકુમતમા હોવાથી, રસ્તાની સપૂર્ણ માહિતી તેઓશ્રીને હોયજ. તહેરીના મહારાજા સાહેબે કેદારનાથથી સીધા તહેરી પધારવા આમંત્રણનો તાર કર્યો અને કહેવરાવ્યુ કે રસ્તા સંબંધમા બધો

જરૂરી પ્રબધ થશે તહેરી અને લીંબડી વચ્ચે એ વખતથી મૈત્રીભાવ થયો, જે ભવિષ્યમા–આઠ વર્ષ પછી–સગપણ સબધમા પરિણામ પામ્યો

ગૌરીકુડથી તેઓ ઉપર ચઢી ગમવાડામા ગત રહ્યા અને બીજી સવારે કેદારનાથના દર્શન કર્યા સદ્દભાગ્યે ત્યા એ વખતે બરફ પડયો ન હતો, અને તેઓ ત્યા બે દિવસ અને બે રાત્રિ નિર્ગમન કરી શક્યા

કેદારનાથનુ મદિર ઘણુ ઉચુ છે, અને બદરિનાથ કરતા દશગણુ મોટુ છે ગર્ભાગારમા શિવલિગ છે, જેની આકૃતિ બેઠેલા પાડાના આકારની છે વિધિપૂર્વકની પૂજા ઉપરાત યાત્રીઓ અહિ એક વિશેષ કાર્ય કરે છે અને તે એ કે તેઓ શિવલિગને ઘી ચોપડીને તેને ભેટે છે, અને એ રીતે ચોપડેલા ઘીનો પોતાના શરીર સાથે લેપ કરે છે પૂજાનો આ વિભાગ સર્વ કોઇ માટે આવશ્યક છે

કેદારનાથની આસપાસ પાણીના કુડ છે તે સહુ પવિત્ર મનાય છે, અને તેમા એક અદ્દભુત પ્રભાવ રહેલો છે તેના ઉપર ઉભા રહીને કોઇ "ઓમ્" ઉચ્ચાર કરે તો, તેના પ્રત્યુત્તરમા તેમાથી પાણીના પરપોટા ઉઠે છે ત્યા તળીએ પારદવાળો એક કુડ છે તેમા પણ એજ પ્રકારનો ગુણ રહેલો છે એટલે કે ઓમ્કાર શરૂ કરતા પારો ઉપર ચઢી આવે છે કેદારનાથની ઉત્તર–પૂર્વ દિશાએ સ્વર્ગારોહણ રસ્તો છે તેના સબધમા એમ કહેવાય છે કે એ રસ્તે થઈને પાડવોએ સ્વર્ગારોહણ કર્યું હતું, અને એ રસ્તા ઉપરજ

યુધિષ્ઠિર સિવાયના સર્વ બરફમાં ઓગળી ગયા હતા.

અહિંથી ઠાકોર સાહેબ અને તેમની સાથેની મંડળીએ ગંગોત્રી જન્મોત્રીની યાત્રાનો સંકલ્પ માંડી વાળ્યો. ત્યાંથી તેઓ શ્રીનગર પાછા ફર્યા, જ્યાં તહેરીના માણસો તેમની રાહ જોતા હતા.

મૂખ્ય રસ્તાથી બે માઇલ દૂર, ગંગાની બીજી બાજુએ તહેરી મહારાજાની હદ શરૂ થાય છે. ત્યાંથી થોડા થોડા અંતરે વિશ્રામ લેતાં તેઓ આગળ વધવા લાગ્યા. છેક મૂકામે, ખાસ ગોઠવણથી, મસુરીથી દરેક પ્રકારનાં ફળ મંગાવવામાં આવતાં હતાં. અને દરરોજ નામદાર ઠાકોર સાહેબ સમક્ષ ફળ, મેવા, મિઠાઈની ચાળીસ ડાલીઓ રજુ કરવામાં આવતી.

આટલો બધો શ્રમ નહિ ઉઠાવવા નામદાર ઠાકોર સાહેબે તહેરીના પ્રતિનિધિઓને કહ્યું. પરંતુ તેમણે ઉત્તર આપ્યો કે આ પ્રમાણે થવાનો તહેરી મહારાજા સાહેબનો હુકમ છે અને તેમાં કોઇ પ્રકારનો ફેરફાર નજ થઇ શકે.

પાંચમે દિવસે તેઓ તહેરી પહોંચ્યા, અને રાજધાનીના શહેરથી દોઢ માઇલ દૂર આવેલા ગેસ્ટ હાઉસમાં ઉતર્યા. મહારાજા સાહેબ પોતાના ઉન્હાળાના નિવાસસ્થાન પ્રતાપગઢ હતા..ત્યાંથી નામદાર લીંબડી ઠાકોર સાહેબની મુલાકાત પ્રસંગે તહેરી પધાર્યા. ગેસ્ટ હાઉસમાં ગાર્ડ-ઓફ-ઓનર ગોઠવવામાં આવી હતી, અને સલામી તથા દારૂખાનાના અવાજોથી આખો પહાડ હાલી ઉઠ્યો હતો. મહારાજા સાહેબ

ઘણાજ ખુશનુમા સ્વભાવના, સંસ્કારી, અને સહૃદય પુરૂષ છે. અને તેમની પ્રકૃતિ ઘણીજ મોહક છે.

બીજે દિવસે દરબાર ભરવામાં આવ્યો. રાજ્યના તમામ મૂખ્ય અધિકારીઓની મુલાકાત કરાવવામાં આવી. મહારાજા સાહેબે સો સોનામહોરો, ઉંચામાં ઉંચા પશમીનાની સો અડાળીઓ, કસ્તુરી, કેસર, દરેક પ્રકારનાં ફૂળ અને બે ઘોડાની ભેટ ધરી.

તહેરીમાં સમાચાર આવ્યા કે ગંગોત્રી અને જન્મોત્રીનો રસ્તો જમીન ધસી પડવાથી રૂંધાઇ ગયો છે. એ બહુ સદ્‌ભાગ્યની ઘટના હતી કે પેલી નેપાળ રાજકુમારીની સલાહ માનીને તેઓ ગંગોત્રી જન્મોત્રી તરફ ગયા નહિ. કેમકે એવા સમાચાર આવ્યા હતા કે પંદર દિવસ સુધી રસ્તો ખુલ્લો થાય તેમ ન હતું.

ગંગોત્રી-જન્મોત્રીની યાત્રા કરવા સંબંધમાં એક બહુ આનંદદાયક ચર્ચા થઇ. થોડા દિવસ તહેરીમાં રહીને તે તરફ યાત્રા માટે જવું કે ઘર તરફ પાછા ફરવું એ સંબંધમાં મત લેવાયા. તેમાં જેમને ડાળીમાં બેસીને યાત્રા કરવાનો હક્ક હતો તેમણે યાત્રા કરવાની તરફમાં મત આપ્યો, અને જેમને પગે ચાલીને જવાનું હતું તેમણે અનિચ્છા દર્શાવી. પછી એમ સૂચવાયું કે ડાળીનો ઉપયોગ કરનારે હંમેશાં એક કલાક ચાલીને યાત્રાનો પંથ કાપવો. તે સૂચના મૂકાયા પછી યાત્રાની વિરૂદ્ધના મત વધી પડ્યા.

પાર્ટીએ તહેરીમાં બહુ આનંદપુર્વક સમય વ્યતિત

કર્યો. ત્યાંથી તેઓ મસુરી ગયા, અને ત્યાં તહેરી મહારાજા સાહેબના બંગલાઓમાં ખૂબ આરામ લીધો. બધાને દાઢીઓ વધી હતી, અને દરેકનો દેખાવ અસામાન્ય લાગતો હતો. ત્યાં એ સ્થિતિના ફોટા લેવાયા. ત્યાંથી હરદ્વાર થઇને લીંબડી પાછા ફર્યા.

મસુરીમાં એક બીજી ઘટના બની. નામદાર ઠાકોર સાહેબ બજારમાંથી નીકળ્યા ત્યારે બે સન્યાસીઓએ પાસે આવીને કહ્યું કેઃ—"અમારે લીંબડી ઠાકોર સાહેબનાં દર્શન કરવાં છે." તેમને કહેવામાં આવ્યું કે, "અમારે તમો સન્યાસીઓનાં દર્શન કરવાનાં હોય કે તમારે ઠાકોર સાહેબનાં દર્શન કરવાનાં હોય." તેમણે કહ્યું કેઃ—"અમો સ્વામીશ્રી વિવેકાનંદજીના મિશનના સન્યાસીઓ છીએ. સ્વામીજીએ કેટલોક સમય લીંબડીમાં વિતાવ્યો હતો. એટલુંજ નહિ, પણ સ્વામીજીના અમેરિકાના નિવાસ દરમ્યાન પણ ઘણી મદદ લીંબડીનીજ હતી તેથી અમારે ઠાકોર સાહેબનાં દર્શન કરવાં છે."

એ સન્યાસીઓ સાથે ઠાકોર સાહેબે કેટલીક વિવેકભરી વાતો કરી. તેમણે લીંબડી આવી, જે ઠેકાણે સ્વામી વિવેકાનંદજી રહ્યા હતા તે જોવા ઇચ્છા બતાવી, જેના પ્રત્યુત્તરમાં ઠાકોર સાહેબે ખુશીથી લીંબડી આવવા નિમંત્રણ આપ્યું હતું.

———

## પ્રકરણ ૧૪ મું.

નામદાર ઠાકોર સાહેબે સને ૧૯૨૩ માં ઝનાના સાથે દ્વારકાની યાત્રા કરી. દ્વારકાની આ બીજી યાત્રા હતી. પાર્ટી સ્પેશિઅલથી રવાના થઇ. દ્વારકામાં પધારતાં મુંબઇના શેઠ પુરૂષોત્તમ વિશ્રામે પોતાનો "દરીયા લહેર"નો બંગલો તેઓ નામદારના ઉતારા માટે સુપ્રત કર્યો, અને ઝનાનાના નિવાસ માટે, તે વખતના વડોદરાના દ્વારકાના કમિશ્નર, સિરસુળના કુમારશ્રી શિવરાજ રાજસિંહે પોતાનો બંગલો ખાલી કરી આપ્યો.

દ્વારકાનું જગદીશ મંદિર પશ્ચિમાભિમુખ છે. બીજાં સૌ હિંદુ દેવાલયો પૂર્વાભિમુખ હોય છે. એના સંબંધમાં એક સુંદર વાત કહેવાય છે જે રૂઢીચુસ્ત વૈષ્ણવોએ હૃદયમાં ઉતારી તેને વ્યવહારૂ રૂપ આપવું જોઇએ.

એક ઢેઢને શ્રીકૃષ્ણ પ્રત્યે ઘણો ભક્તિભાવ હતો. તેનો એવો નિયમ હતો કે હંમેશાં સવારમાં ઉઠીને મંદિરમાં આવી દૂરથી શ્રીકૃષ્ણ ભગવાનનાં દર્શન કરવાં. એક પુજારીએ આ જોયું. તેને ફરીથી આવવા ના પાડી. કેમકે ઢેઢની દ્રષ્ટિમાત્રથી મંદિરને આભડછેટ લાગે છે. પોતાના પ્રિય ભગવાનનાં દર્શન વિના તે રહી શક્યો નહિ. હંમે-

શના નિયમ પ્રમાણે બીજી સવારે તે હાજર થયો. આથી બ્રાહ્મણ પૂજારીને એટલો બધો ગુસ્સો આવી ગયો કે તેને ખૂબ માર્યો અને પછી કાઢી મુક્યો. બીજે દિવસે મારથી પીડાતો અને ઉઝરડાએલો ઢેઢ પૂરીથી ત્યાં આવી ખૂબ રોયો, કેમકે તેના પ્રિય પ્રભુનાં દર્શન તે કરી શકયો ન હતો. ભગવાનનાં દર્શન માટે તે મંદિરની પછવાડે આવીને બેસીને ખૂબ રોયો અને સાચા હૃદયની પ્રાર્થના કરી. આ પ્રાર્થનાથી મંદિરનું મુખ એકાએક ફરી ગયું, અને એ ઢેઢની ભક્તિ દૃષ્ટિ સામે મંદિરનું દ્વાર અને તેમાં પ્રભુની મંગળ મૂર્તિના દર્શન થયાં.

કહેવાય છે કે તે સમયથી મંદિરનું મુખ પશ્ચિમ તરફનું થયું છે. આ મંદિરના અંગે મેવાડના સાંગા રાણાના પત્ની રાઠોડ કુમારી મીરાંબાઈની વાત પણ પ્રચલિત છે. મીરાંબાઇ તેમના પતિના દેખતાં દ્વારકાના મંદિરની મૂર્તિમાં મળી ગયાં હતાં. શ્રીકૃષ્ણ પ્રત્યેની પોતાની ભક્તિ માટે મીરાંને ઘણું સહન કરવું પડયું હતું. દંતકથા છે કે:–

મીરાં, પોતાની છેવટની જીંદગીમાં, દ્વારકાનાથજીમાં આવીને રહ્યાં હતાં. તેમના પતિ રાણાને એમ થયું કે ગમે તેમ પણ મીરાં મારી સ્ત્રી છે, અને તે આ પ્રમાણે કોઇ અજાણ્યા સ્થળમાં રહે તે મારી આબરૂ માટે સારૂં નહિ. એટલે મીરાંને પોતાના ઘરે તેડી જવા માટે દ્વારકામાં આવ્યા. મીરાંને પોતાની સાથે આવવા સમજાવ્યાં, મીરાંની મરજી તો નહિ. પણ રાણો પોતાના શરીરનો સ્વામી હોઇને

મીરાંએ આવવા કબુલ કર્યું. બીજે દિવસે ત્યાંથી ચાલી નીકળવાનું હતું. મીરાંએ કહ્યું કે "મને છેલ્લીવાર દ્વારકાધીશનાં દર્શન કરી લેવા દો" રાણાજીએ હા કહી. દર્શન કરવા જતી વખતે રાણા પણ સાથે હતા. મીરાંએ શ્રીદ્વારકાધીશની મૂર્તિમાં તલ્લીનતાપૂર્વક પ્રાર્થના કરી કે "મારા આત્માનો ધણી તો તું છે, પણ આ દેહનો ધણી રાણો છે, અને તે મને લેવા આવ્યો છે, તેથી મારે જવું પડે છે; છતાં મારો આત્મા તારામાં છે. તને કાંઇ દયા કે શરમ આવતી નથી ?" આ ભાવની પ્રાર્થના કરતી હતી. રાણાએ પાછળથી કહ્યું કે "ભગતાણી, હવે બહુ વખત થયો. જલદી ચાલ." તોપણ મીરાંએ તે તરફ કાંઇ લક્ષ આપ્યું નહિ. તેથી રાણાએ મીરાંની ચુંદડીનો છેડો ઝાલીને ખેંચ્યો. રાણાના આશ્ચર્ય વચ્ચે, મીરાંની પ્રતિમા ઉડીને દ્વારકાનાથ ભેળી ભળી ગઇ, અને રાણાના હાથમાં ચુંદડીનો છેડો તુટીને રહી ગયો. રાણાએ તરત મંદિરમાં જઇને ચારે તરફ જોયું, અને મીરાં કયાંઇ સંતાઇ તો નથી ગઇ, તેની ખાત્રી કરી. પણ મંદિરમાં એક દરવાજા સિવાય બીજાં બારી બારણાં ન હોવાથી, મીરાંને શોધી કાઢવામાં રાણા ફાવ્યા નહિ. વસ્તુતઃ મીરાં તો શ્રીદ્વારકાનાથમાં સમાઇ ગયાં હતાં.

રાણાને પાછળથી તો બહુ પસ્તાવો થયો કે આવી પરમ ભગવતી સ્ત્રીની મેં કદર કરી નહિ. પછી પોતે એકલા ઘરે આવ્યા. આ ચુંદડીનો છેડો હજી પણ રાણાજીના કુટુમ્બમાં પૂજાય છે.

દ્વારકાથી રેલ રસ્તે તેઓ ઓખાબંદર ગયા. ત્યાંથી સ્ટીમલોંચમાં ત્રણ કલાકની મુસાફરી કરી બેટ શંખોદ્ધારમાં આવ્યા. અહિં એક વિચિત્ર પદ્ધતિ દૃષ્ટિગોચર થાય છે. વિષ્ણુ ભગવાનના મંદિર સાથે તેમની ચાર પટ્ટરાણીના મંદિરો આવેલાં છે. તેમનાં નામ શ્રી લક્ષ્મીજી, રાધિકાજી, જાંબુવતીજી, અને સત્યભામાજી છે. એક રાજાને જે જે આવશ્યક વસ્તુઓ જોઇએ તે તમામ વિષ્ણુ ભગવાનને, આ પટ્ટરાણીજીઓના ચાર મંદિરમાંથી આવે છે. શ્રી વિષ્ણુજીના મંદિરમાં સીધું કાંઇ પણ જઇ શકતું નથી. દરેક પટ્ટરાણીજીના મંદિરને જુદી જુદી આવકનાં સાધનો છે, અને દરેકને અંગે મોટાં ખર્ચખાતાં રહે છે.

પ્રત્યેક મંદિરમાં એકેક અધિકારીજી અને તેમના મદદગાર તરીકે બ્રહ્મચારીજી રહે છે અને તેઓ દરેક શ્રી વિષ્ણુભગવાનની પૂજા માટે ક્રમાનુસાર જાય છે. એક પતિપરાયણ રાણીને શોભે એવી રીતે વારા પ્રમાણે દરેક પટ્ટરાણી તરફથી મિઠાઇના થાળ વિગેરે પ્રસાદ શ્રીભગવાનના ભોગ માટે જાય છે.

કૃષ્ણ ભગવાન જોકે હંમેશાં શ્રી લક્ષ્મીજીના નિવાસમાં પોઢે છે, પરંતુ તેમનાં પ્રિય રાધિકાજી તરફથી સવારમાં દાતણની સામગ્રી ન જાય ત્યાં સુધી શ્રી કૃષ્ણ ભગવાન પોઢી ઉઠતા નથી.

ઘણા ભકિતમાન રાજાઓ આ પટ્ટરાણીઓના મંદિરમાં જાગીરો અને નાણાની ભેટ આપે છે. અત્યાર સુધી મોટામાં

મોટી જાગીર જામનગરના રાજકર્ત્તા તરફથી તેમને મળેલી હતી. પણ અત્યારે તે જાગીર મંદિરવાળાના ભોગવટામાં નથી.

નામદાર ઠાકોર સાહેબ અને તેમની સાથેના યાત્રીઓ વિષ્ણુ ભગવાન અને તેમની પટરાણીઓનાં દર્શન કરી દ્વારકામાં પાછા ફર્યા, અને નામદાર ઠાકોર સાહેબ દ્વારકાથી મોટર રસ્તે પીંડારા પધાર્યા. પીંડારા જામનગરની હદમાં છે. ત્યાં એક સુવિખ્યાત કુંડ છે, જેના પાણીમાં એક ખાસ ગુણ રહેલો છે. આ કુંડમાં શ્રાદ્ધની ક્રિયા કરવામાં આવે છે, અને પિંડ દાનના લાડુ આ તળાવમાં મૂકવામાં આવે છે. આ લાડુ પાણીમાં ડુબી ન જતાં તરે છે. તેનું કારણ સ્પષ્ટ રીતે એમ જણાય છે કે પાણીના ભાર કરતાં પ્રમાણમાં લાડુનો ભાર ઓછો હોવો જોઇએ. એક બ્રાહ્મણના છોકરાને તજવીજ કરવા માટે તળાવમાં મોકલતાં, તે પોતાની છાતી ઉપર મોટો પત્થર રાખી તરતો માલુમ પડયો હતો.

ત્યાંથી યાત્રીઓ લીંબડી આવ્યા. સપ્તકાંચી અને ચાર ઋષેશ્વરની યાત્રા જુદે જુદે પ્રસંગે કરવામાં આવી હતી. બનારસની યાત્રા ખાસ ધ્યાન ખેંચે તેવી હતી. અને એ કાંચી અને દ્વારકાની યાત્રાનો ઉત્તર અને દક્ષિણની યાત્રામાં સમાવેશ થઇ જાય છે.

શિવ અને વિષ્ણુ કાંચીમાં ઘણાં મોટાં મંદિરો છે. ગયામાં પિંડદાન આપનારના પિતૃઓનો મોક્ષ થાય છે

એમ મનાય છે. અને માતૃઓના મોક્ષ માટે સિદ્ધપુરના બિંદુ સરોવરમાં શ્રાદ્ધ કરવાનું હોય છે. કચ્છમાં આવેલું નારાયણ સરોવર સો ચોરસ ફીટ લાંબુ અને તેટલુંજ પહોળું છે. તેનું પાણી સ્વચ્છ અને સુંદર છે, અને તે એક વિશાળ દેવાલયની મધ્યમાં આવેલું છે. તે સિવાયનાં પંપા અને અલકા સરોવર છે, તે બહુ અગત્યનાં નથી. પરંતુ ચારે સરોવરની યાત્રાનું પુણ્ય પ્રાપ્ત કરવા માટે તે બન્નેની યાત્રા કરવી આવશ્યક ગણાય છે.

---

## ઉપસંહાર.

આજે નામદાર ઠાકોર સાહેબની વય ૬૭ વર્ષની છે. છતાં તેઓશ્રી દેખાવમાં યુવાન, મધ્યમ ઉંચાઇના, અને સ્હેજ જાડા છે, તેમ છતાં તેમના શરીરમાં, તેમના સૈનિક સ્નાયુની કઠિનતા છે. ફક્ત છબીથી તેમની આકૃતિ અને સ્વરૂપનો ખ્યાલ આવી શકે તેમ નથી. છબી ઉપરથી તેમની ઉંડી ભૂરી ચક્ષુઓની જ્યોતિનો, અથવા પ્રકાશમાન સુવર્ણ-રંગી ત્વચાના આભાસનો ખ્યાલ ભાગ્યેજ આવી શકે. છબી બહુ બહુ તો તેમના ઉદાર સહાસ્ય વદનનો, અગર કપોલ ઉપર સ્હેજ શ્વેત થતા આવતા જાડા કેશનો ખ્યાલ આપી શકે.

નામદાર ઠાકોર સાહેબનું જીવન ઘણુંજ નિયમિત, સાદું અને શાંત છે.

તેઓશ્રીને તમાકુનું વ્યસન નથી. અને દારૂ માંસથી દૂર રહે છે. બપોરે ફક્ત એકજવાર જમે છે અને રાત્રિ કોઇવાર દૂધ કે ફળાહાર કરે છે.

તેઓશ્રી દરેક ઋતુમાં નિયમસર સવારે ત્રણ વાગ્યે ઉઠે છે. તે વખતે સ્નાન કરીને પૂજામાં ધ્યાનાદિ માટે પધારે છે. નિત્ય લગભગ પાંચ કલાક પ્રભુ-ભક્તિમાં વ્યતિત કરે છે, અને તેઓશ્રીના બીજા વ્યાવહારિક કર્તવ્યોમાં સમયની ખામી ન આવે તે માટે ઉંઘના સમયમાંથી બચત કરી લે છે.

તેઓ નામદાર હમેશાં ત્રણ કલાક ઓફીસના કામમાં રોકાય છે. તેઓશ્રીનો નિત્યક્રમ એવી રીતે ચોક્કસપણે મુકરર થઇ ગયેલો હોય છે કે અમુક વખતે તેઓ પ્રવૃત્તિમાં હશે કે નહિ તે દરેક માણસ જાણે છે.

તેઓશ્રીની પ્રજામાં અને મિત્ર-વર્ગમાં તેમની લોકપ્રિયતા જગજાહેર છે. લોકોની ચાહના તેઓશ્રીના પ્રત્યે એવી ગંભીર છે અને તેઓશ્રીની હૃદય-શુદ્ધિ તથા પવિત્ર ચારિત્ર્યના દીર્ઘ અનુભવથી લોકોને એવી પ્રગાઢ શ્રદ્ધા બેઠેલી છે કે તેઓ ઘણીવાર તેમનાં દર્શનની બાધા રાખે છે. તેઓ પ્રત્યેની જન-શ્રદ્ધાની વિવિધ વાતો પ્રચલિત છે. તેમનાં દર્શનની બાધાથી કોઇની ચક્ષુ સાજી થયાના, કોઈનો તાવ ઉતરી ગયાના ઘણા પ્રસંગો બન્યા છે. ખરેખર શ્રદ્ધા ઘણીવાર અદ્‌ભુત કામ કરે છે.

જૈનોની ધાર્મિક લાગણી નામદાર ઠાકોર સાહેબ બહુજ સાચવે છે, તેથી તેઓશ્રીના બીજા અનેક સદ્દગુણો ઉપરાંત ઉપરોક્ત ગુણથી જૈનો તેઓશ્રીને બહુજ ચાહે છે. લોક-ભાવનાને માન આપવા સાથે નામદાર ઠાકોર સાહેબ એક સાચા દયાવાન પુરૂષ છે. એમનું જીવન સત્કર્મોમાં અને અન્યના સુખ માટે વ્યતિત થયેલું છે.

તેઓશ્રીની પોતાની આવશ્યકતાઓ ઘણી અલ્પ છે. પોતાના અંગત ખર્ચ માટે નામદાર ઠાકોર સાહેબથી ઓછું ખર્ચ કોઇ રાજા નહિ રાખતા હોય. તેઓશ્રીનો પોશાક હંમેશાં સાદો, સ્વચ્છ, શ્વેત મસ્લીનનો હોય છે. પાઘડી પણ

સાદા મલમલની હોય છે. બાકીનો પોશાક પણ તેટલોજ સાદો અને આડંબર રહિત હોય છે. તેમનું દાન પણ તેવુંજ આડંબર રહિત હોય છે. દાનની વિશાળતા, તેનું ગુપ્તપણું, અને તે કરવાની પદ્ધતિ તેમના ખજાનચી અને ખાસ માણસો સિવાય કોઈ જાણતા નથી. તેઓશ્રીની ખાનગી આવકનો ઘણોખરો ભાગ ઉદારતામાં વપરાય છે.

અત્યારે હિંદુસ્થાનના ઘણાખરા રાજાઓ જ્યારે ઐહિક સુખ અને આનંદમાં નિમગ્ન છે, ત્યારે નામદાર ઠાકોર સાહેબ, પ્રભુએ તેમને આપેલ સદ્ભાગ્ય ખુશીથી એ પ્રકારે ભોગવી શકયા હોત. પરંતુ તેઓ નામદાર એ સર્વથી અલગ રહીને, પ્રભુથી ડરીને, ઉચ્ચતમ જીવન ગુજારે છે, અને તેમના બંધુ–રાજવીઓ તરફથી ભારે મન્માન અને પ્રેમ મેળવી રહ્યા છે.

---